એકશો પાંતરીશ

# આંકની ચોપડી.

સંશોધન કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. તિલકચંદ તારાચંદ વૈદ

સુરત.

પ્રથમાવૃત્તિ ૧૦૦૦ પ્રત

સંવત ૧૯૭૭ સને ૧૯૨૧

"સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસ–સુરત.

કિમ્મત દોઢ રૂપીયો.



છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. તિલકચંદ તારાચંદ વેદ

ઠે૦ મહીધરપુરા, ધીઆશેરીનો ટેકરો-સુરત.

સુરત-ચોટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં

ઠાકોરદાસ માનસિંહે છાપી.



# આંકની ચોપડી.

## ॐ खम्ब्रह्म.

## ભૂમિકા.



એટલું તો નક્કી છે કે પશ્ચિમના વિદ્વાનો કરતાં પૂર્વના વિદ્વાનોએ ઇશ્વર, વિભુ, સ્વયંભુ, પરમેશ્વર, પરમાત્મા વગેરે જુદાં જુદાં નામોથી એક ઇશ્વર-બ્રહ્મને સારી રીતે જાણ્યો તથા જોયો છે. તે બ્રહ્મની સત્તા સર્વત્રવ્યાપક જોઇને દરેક કાર્યે અવનતિ અને ઉન્નતિના પ્રસંગે તેની સત્તાને માન્ય રાખેલી છે. કોઇપણ કાર્યનો આરંભ કરતાં તે મંગળમય પરમાત્માનું માંગલિક નામ પ્રથમ સ્મરણમાં આવવુંજ જોઇએ, એવો તેઓનો નિશ્ચય હોવાથી ગ્રંથારંભે કે ગૃહારંભે, કાર્યારંભે કે વિદ્યારંભે, યજ્ઞારંભે કે વિવાહારંભે પરમાત્માના જુદાં જુદાં પોતે માનેલાં નામોનું સ્મરણ કરી, પ્રથમ મંગળાચરણ કરી તે નામોથીજ પોતાના દરેક કાર્યનો આરંભ કરે છે. એટલું કરીને તેઓ વિરામ પામ્યા છે એમ નથી, પરંતુ ઇશ્વરનાં ગુણ, કર્મ, સ્વભાવને જાણી તેને પોતાના આત્મા સાથે મેળવી જગતની ભૌતિક ઉન્નતિ સાથે આત્મોન્નતિ શી રીતે થાય, તેના પાઠો એવી સરસ રીતે ગોઠવ્યા છે. જેમ "એક રોગી રસાયનનું સેવન કરતાં તેના પથ્યાપથ્યના નિયમ બરાબર પાળે તો તે અજરામર થાય છે" તેમ બ્રહ્મરૂપ રસાયનનું સેવન કરનાર મનુષ્ય જો તેના પથ્યાપથ્ય એટલે નિયમોપનિયમ-સંયમ બરાબર પાળે તો તે જન્મ, જરા, મરણથી છુટી અજરામરત્વ-મોક્ષ પામે છે. આટલે સુધીની વિચારપૂર્વક અધ્યાત્મ વિદ્યાની વ્યવસ્થા ગોઠવી મનુષ્યોને તે માર્ગે દોરી જગતની પ્રગતિના દરેક કાર્યમાં પરમાત્માનું નામ સ્મરણ કરવાની પ્રથા ચાલુ કરી; જેને પૂર્વના દેશોના દરેક પ્રકારના મનુષ્યો ઘણીજ શ્રદ્ધાપૂર્વક પ્રાચીન કાળથી અવલંબી રહ્યા છે.

જેમ બીજમાંથી અંકુર ફૂટી વૃક્ષ થઈ અંતે ફળમાં બીજ બને છે તેમ જગતની ઉત્પત્તિ અનાદિકાળથી પ્રવાહરૂપે ચાલુજ છે. જગતના પ્રવાહનો ક્રમ જોતાં તે અવ્યક્ત બ્રહ્મનાં બેજ સ્વરૂપ વ્યક્ત થાય છે. પ્રથમ નાદ અને બીજો શબ્દ. જે નાદબ્રહ્મ અને શબ્દબ્રહ્મનાં નામથી

જાણીતાં છે. જ્યારે જ્યારે પંચભૂતાત્મક સૃષ્ટિનાં બે દ્રવ્યો ભેગાં મળે અને તેમાં પ્રકૃતિની ઉર્મિ પ્રવેશ કરે ત્યારે ત્યારે નાદ થાય છે, અને તે નાદની પાછળ અક્ષરની ઉત્પત્તિ હોય છેજ. અર્થાત્ નાદ અને અક્ષરરૂપ વ્યષ્ટિમાંથી આ સમષ્ટિરૂપ જગતનો તમામ વ્યવહાર ચાલુ છે. તે વ્યવહાર તપાસતાં જણાય છે કે પંચભૂતાત્મક સૃષ્ટિના કરતાં એક ભૂત વિશેષ બળવાન હોય છે. એક ભૂત કરતાં તેની તન્માત્રા બળવાન હોય છે, અને તન્માત્રાથી પ્રકૃતિ બળવાન હોય છે. પંચભૂતોમાં ક્ષોભ ઉત્પન્ન થવાથી જેટલી અસર પ્રકૃતિ ઉપર થાય છે તેના કરતાં પ્રકૃતિમાં ક્ષોભ થવાથી પંચભૂતો ઉપર મોટી અસર થાય છે. જેમ અગ્નિતત્ત્વ (તેજ નામનું એક ભૂત) જ્યારે પંચભૂતાત્મક એટલે તડકારૂપે હોય છે ત્યારે તેનું સ્વલ્પ બળ હોય છે, પણ જ્યારે તે ભડકારૂપે પ્રગટ થાય છે ત્યારે તે ભૂત આખા પંચભૂતાત્મક સમૂહનો નાશ કરવાની શક્તિ ધરાવે છે પણ જો તે અગ્નિ પ્રકૃતિનું સ્વરૂપ ધારણ કરે અર્થાત્ વિદ્યુતના સ્વરૂપમાં ઉત્પન્ન થાય તો આખા વિશ્વનો નાશ કરવાને કે ઉત્પત્તિ વૃદ્ધિ કરવાને શક્તિમાન થાય છે. જેવી રીતે પ્રકૃતિ, તન્માત્રા, ભૂત ( તત્ત્વ ) અને ભૂતપંચક એ ઉત્તરોત્તર સ્થૂલરૂપ થતાં નિર્બળ થતાં જાય છે તેવી રીતે નાદને ઉત્પન્ન થવાનું સ્થાન જે આકાશ તત્ત્વ તે પરા, પશ્યન્તિ, મધ્યમા અને વૈખરી વાણીરૂપે પ્રગટ થાય છે. પ્રથમ નાદ પરાના રૂપમાં નાભીમાં હોય છે, ત્યાંથી પશ્યન્તિ રૂપમાં હૃદયમાં પ્રગટ થાય છે, તે પછી મધ્યમારૂપે મન પાસે પ્રગટ થાય છે; એટલે આપણને સમજાય છે, અને જ્યારે વૈખરીરૂપે વાણીમાં પ્રગટ થાય છે ત્યારે તે સર્વને સમજાય છે. ઉપર બતાવ્યા પ્રમાણે તત્ત્વો (ભૂતો) પ્રકૃતિરૂપમાં બળવાન હોય છે તેવી રીતે નાદ પણ પરા વાણીમાં મહા બળવાન હોય છે, અને એ પરાની પાર પરમાત્મા (બ્રહ્મ)નું અધિષ્ટાન માનેલું છે, તેથીજ અવ્યકત ધ્વનિને નાદબ્રહ્મ અને વ્યકતને શબ્દબ્રહ્મથી ઓળખવામાં આવે છે. જેમ પ્રકૃતિ, તન્માત્રા અને ભૂત એ તત્ત્વોનાં અવ્યક્ત સ્વરૂપ છે તેમ પરા, પશ્યન્તિ અને મધ્યમા એ નાદ ( વાણી )નાં અવ્યકતરૂપ છે જેમ પ્રકૃતિ પંચભૂતાત્મકરૂપે વ્યકત થાય છે તેમ નાદ ( વાણી ) વૈખરીરૂપે વ્યકતભાવને પામે છે. જેમ જેમ નાદ બ્રહ્મની સમીપમાં હોય છે તેમ તેમ તેનું બળ વિદ્યુતની પેઠે બળવાન, નિર્વિકાર, અને સત્વગુણી હોય છે. જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જ્યારે જે જે પ્રદેશમાં પછી તે વ્યષ્ટિમાં કે સમષ્ટિમાં, સુક્ષ્મમાં કે સ્થુલમાં, અવ્યક્તમાં કે વ્યક્તમાં, ગુપ્તમાં કે પ્રગટમાં સત્વ ગુણ પ્રધાનપણે હોય છે ત્યાં જ્ઞાન, આનંદ, અને સુખનો અવિર્ભાવ થાય છે અને જ્યાં જ્યાં, જ્યારે જ્યારે, જે જે પ્રદેશમાં પછી તે વ્યષ્ટિ કે

સમષ્ટિમાં રજો કે તમો ગુણનું પ્રાધાન્ય હોય છે ત્યાં અજ્ઞાન, શોક અને દુ:ખનો આવિર્ભાવ થાય છે. એટલા માટે પ્રાણિમાત્ર સુખની આનંદની ઇચ્છાથી તે સત્વગુણ પરબ્રહ્મની સમીપમાં જવાના પ્રયત્નો કરે છે.

આત્મા પૂર્વકર્માનુસાર સૂર્યચંદ્રરૂપ રજવીર્યના યોગે અવ્યક્તરૂપે ગર્ભમાં સ્થિર થયા પછી માતાનાં આહારવિહાર, વિચાર અને કૃતિમાંથી પોતાના કર્મબળથી સ્વજાતીય દ્રવ્ય ( પ્રકૃતિ ) નું આકર્ષણ કરી ચોવીસ તત્ત્વનું સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીર રચે છે અને જ્યારે તે પરિપૂર્ણ અવસ્થાને પામે છે ત્યારે સમષ્ટિરૂપ જગતમાં જન્ત પામી વ્યક્ત થાય છે, તેની સાથેજ નાદબ્રહ્મ પ્રગટ થાય છે અને જ્યારે તે નાદબ્રહ્મનાં સ્થાનો પરિપૂર્ણ અવસ્થાને પામે છે ત્યારે શબ્દ-(અક્ષરબ્રહ્મની) પ્રગટ પ્રતિમાં જણાય છે. જેમ પરા, પશ્યન્તિ, મધ્યમા અને વૈખરી એ વાણીનાં સ્થાનો (અવસ્થા) છે; જેમ જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એ મનનાં સ્થાનો (અવસ્થા) છે; જેથ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહા કારણ એ શરીરની અવસ્થા છે; તેમ શરીરની ચાર, મનની ચાર, અને વાણીની ચાર અવસ્થા પ્રમાણે દશ ઇંદ્રિયો પૈકી પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેન્દ્રિય થાય છે. તેમાં જ્ઞાનેંદ્રિયના મુખ્ય સ્થાનરૂપ મસ્તક (માથું) ગણાય છે. મસ્તકવિદ્યાના અભ્યાસીઓએ મસ્તકનાં જુદાં જુદાં સ્થાનોમાં રહેલી એક એક માંસપેશીને શુભાશુભ એક એક વિચારનું સ્થાન માનેલું છે અને કયા સ્થાનની પેશી કયા વિચારનું સ્થાન છે તે નક્કી કરેલું છે. જેમ બ્રહ્મ નિર્વિકાર, અચલ, અને જ્ઞાનરૂપ છે તેમ શબ્દ પણ જ્યાં સુધી અવિકારી હોય છે ત્યાંસુધી તે બ્રહ્મરૂપ મનાય છે, અને જ્યારે તે વિકારને પામે છે ત્યારે તે જીવાત્મા માયા (અજ્ઞાન) રૂપ ગણાય છે. જ્યાં સુધી બાળકને નાદરૂપ વાણી હોય છે ત્યાં સુધી માબાપો તેને વાણીથી અક્ષરરૂપ શબ્દનું સીંચન કરતા જાય છે. જેમ જેમ અક્ષરબ્રહ્મનું સ્થાપન થતું જાય છે તેમ તેમ તે બાળકના માથાની વિચાર પેશીઓમાં ખીલવણી થતી જાય છે. શબ્દોનું સ્થાપન કરનાર જેવા જેવા વિચાર-ભાવ-વાળા શબ્દોનું સ્થાપન કરતા જાય છે તેવા તેવા વિચારના સ્થાનરૂપ માંશ-પેશીઓ સંકોચ તથા વિકાસને પામે છે. એટલા માટે બાળકમાં અક્ષર-બ્રહ્મનું એવું સીંચન કરવું જોઇએ કે જેથી જ્ઞાનને અવલંબન કરનાર માંસપેશીઓનું પોષણ થાય અને અજ્ઞાન, અવિદ્યા અનાચારની પેશીઓ સંકોચને પામતી જાય; કારણ કે જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તપ અને વીર્ય એ પાંચને આચાર્યોએ આચાર માનેલા છે તેનું સ્વરૂપ એવું છે કે જ્ઞાન એટલે જે વસ્તુ જેવી હોય તેવીજ મનાય. દર્શન એટલે જે વસ્તુ જેવી હોય તેવીજ દેખાય. ચારિત્ર્ય એટલે જે વસ્તુમાં જેવા ગુણ કર્મ-સ્વભાવ હોય તેવોજ તેનો ઉપયોગ થાય અથવા તેની સાથે તેવુંજ વર્તન થાય. તપ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય વિરૂદ્ધ પ્રકૃતિમાં જે લાલસા ઉત્પન્ન

થાય તેવી અનિષ્ટ લાલસાઓને અટકાવી મન વચન કાયાથી જ્ઞાનદર્શન ચારિત્ર્યરૂપ પ્રવૃત્તિને સંયમમાં રાખી અનિષ્ટ પ્રવૃત્તિને અટકાવવી તે. વીર્ય. એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપથી ઉત્પન્ન થએલું ફળ જે શુદ્ધ સત્ત્વ-વીર્ય અથવા ઓજસના રૂપમાં જણાય છે તે. અર્થાત્ જો બાળકમાં આપણે વિકાર વિનાનાં વિચારવાળા શબ્દનું બરાબર સીંચન કરીએ તો તે શુદ્ધ ઓજસવાન થાય. આપણે જે શબ્દનું સીંચન કરીએ તેમાં જેટલું અજ્ઞાન અને મિથ્યા દર્શન હોય તેટલું તે બાળક વિકારી ચારિત્ર્યવાળું થાય, એટલે તપ કરી શકેજ નહિ જેથી તેનામાં ઓજસરૂપ વીર્ય ઉત્પન્ન થાય નહિ, એટલે તે પ્રતિભાશક્તિ વિના દરેક કાર્યમાં હીનત્વ પામતો જાય. એને ઓજસવાન તથા વીર્યવાન મનુષ્યથી દબાતો, હીનાતો જાય. સારંગધર સંહિતામાં કહ્યું છે કેઃ—

**बाल्यं वृद्धिर्वपुर्मेधा त्वग्दृष्टि शुक्र विक्रमौ ।**

**बुद्धिः कर्मेन्द्रियं चेति जीवितं दशतो ह्रसेत् ॥**

અર્થાત્ શરીરની એક એક અવસ્થા દશ દશ વર્ષની માનેલી છે. એટલે દશ વર્ષ સુધી બાળક ગણાય છે અને કેટલાક આચાર્યો બાર વર્ષ સુધીની અવસ્થાને બાલ્યાવસ્થા માને છે મતલબ કે બાર વર્ષની વય સુધીમાં શરીરના દરેક ભાગમાં પૂર્ણતા આવે છે અને તે પછી વૃદ્ધિનો કાળ ગણાય છે. તેમાં વીસથી પચીસ વર્ષ સુધી શરીર તથા શરીરના અવયવો વૃદ્ધિને પામતા જાય છે. એટલા માટેજ બાવીસ વર્ષ પછીજ બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમમાં જોડાય છે. જેથી તે સો વર્ષ પર્યંત નિરામય આયુ ભોગવી શકે છે.

આ ઉપરથી સમજી શકાય છે કે બાર વર્ષ પર્યંતના બાળકને વિકાર વિનાના અક્ષર બ્રહ્મનું જ્ઞાન તથા ધ્યાન હોવું જોઇએ અને તે પછી જગતની પ્રકૃતિરૂપ પરા તથા અપરા વિદ્યાને સમજવા માટે તેને સ્વર વ્યંજનવાળા અક્ષરો શીખવી તે વડે આખા જગતના વ્યવહારમાં કાર્યકુશળ બનાવવો જોઇએ. જ્યારે બાર વર્ષની વય પછી સ્વરવ્યંજન-રૂપ નાદ તથા અક્ષરનું જ્ઞાન અપાતું જાય ત્યારે શરીરની વૃદ્ધિના સમયને લીધે તે નાદ અને અક્ષર કે જે સાત સ્વરોમાં જેમ જેમ વ્યક્ત થતા જાય છે તેમ તેમ તે બાળક વિદ્વાન તથા જ્ઞાનવાન ગણાતો, જણાતો તથા મનાતો થાય છે. અને એવો બાળક ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી પોતે મેળવેલા જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ મેળવી પોતે જગતની શોભા-રૂપ બની જગતના દરેક પદાર્થને સુશોભિત બનાવે છે. એટલા માટે આપણે પ્રથમ નાદબ્રહ્મ અક્ષરબ્રહ્મ સાથે નિર્વિકાર અને નિર્વિકલ્પ અક્ષરરૂપે બાળકને તેનું સીંચન શી રીતે કરવાને પ્રવૃત્ત થવું તેનો વિચાર કરીએ. અનાદિ કાળથી દરેક પ્રજાના આચાર્યોએ ૐ ને નાદબ્રહ્મ માનેલું છે અને તેની સાડા ત્રણ માત્રા પૈકી અર્ધ માત્રા ँ જે બિંદુરૂપે રહેલી

છે, તે અર્ધમાત્રાના નાદમાંથી પંચભૂતાત્મક અને ત્રિગુણાત્મક સૃષ્ટિની ઉત્પત્તિ માનેલી છે નાદ કે અક્ષરને વ્યકત કરતાં બિંદુનો આશ્રય દરેક મનુષ્યને લેવો પડે છે. તે નાદ અને અક્ષરરૂપ શબ્દ બ્રહ્મનું સ્વરૂપ અંકથી રચાયું છે. તે બ્રહ્મના સ્વરૂપનું પ્રથમ દર્શન આપણા આર્યાવર્તમાંજ આપણા બ્રહ્મવેત્તા જ્ઞાનીઓને પ્રત્યક્ષ થએલું, અને તેઓએજ તેને અંક-રૂપે પ્રથમ ગોઠવેલું છે. તે પછીજ બીજા દેશોમાં, બીજી ભાષામાં તેનું અનુકરણ થએલું જણાય છે, જુદા જુદા દેશોના ભાષા, લિપિ જુદી જુદી ભલે હોય અથવા છે. પણ આર્યાવર્તમાં નિર્માણ થએલા સિદ્ધાંતોમાં કોઇથી વધઘટ થઈ શકી નથી. જેમ બાર માસનું એક વર્ષ, ત્રીસ દિવસોનો એક માસ, સપ્તાહના સાત વાર, બે સપ્તાહનો એક પક્ષ; અને તે કૃષ્ણ અને શુકલ પક્ષનો એક માસ. એમાં કોઇપણ દેશના આચાર્યો ફેરફાર કે વધઘટ કરી શકયા નથી તેમ એકથી અનુક્રમે નવ અને તે પછી દશ, દશથી અનુક્રમે એકસો સુધીના અંકમાં કોઇ વધઘટ કે ફેરફાર કરી શકયું નથી. આપણા દેશનાજ વિદ્વાન ઋષિમુનિઓએ ગણિતના સિદ્ધાંતોના સ્વરૂપ તથા તેની અંતર્ગત આવતી વિદ્યાનું સંપૂર્ણ નિરિક્ષણ કરેલું જણાય છે. દાખલા તરીકે ગણિતના વિષયનું વ્યાપારમાં, વ્યવહારમાં અને વિદ્યામાં એટલું સમર્થન કર્યું છે કે પરદેશી વિદ્વાનો તે જોઇ આશ્ચર્યચકિત થાય છે. બીજગણિતથી (હાલના જમાનાના સુધરેલાં યંત્રો સિવાય) ગ્રહોની ચાલ, તેનાં અંતર, તેનાં આકર્ષણ પ્રકર્ષણ, તથા તેની ગતિનું માપ બરાબર કાઢેલું દેખાય છે. ભૂમિતિ, ત્રિકોણમિતિ, વર્તુળ અર્ધવર્તુળ વગેરે માપમાં હદ વાળેલી જણાય છે. પ્રાચીન ઋષિઓની વિદ્યા તરફ જોતાં તેમને જે જે શાસ્ત્રોને હાથમાં લીધાં તેને સંપૂર્ણ કરેલાં છે. એટલે તેમાં નવો સુધારો કરવાનો અવકાશ રાખ્યોજ નથી. માત્ર વર્તમાન કાળના પલ્લવગ્રાહી પંડિતો કે જેઓ પશ્ચિમની વિદ્યાથી મોહ પામેલા છે અને પશ્ચિમે લખ્યું અથવા કહ્યું જોયું અથવા જાણ્યું તેટલુંજ ખરૂં છે; એવું માનનારાઓનેજ આર્યાવર્તના વિદ્વાનોની વિદ્યા અપૂર્ણ દેખાય છે !!! પણ જેઓને પશ્ચિમની વિદ્યાનો મોહ નથી અને પૂર્વનાં શાસ્ત્રોનું અવલોકન કર્યું છે, તેઓ આ દેશની કળાઓના રહેલા અશેષ ભાગનાં પુસ્તકો જોઇને પણ તેઓ પૂર્ણતા જોઇ શકે છે.

આપણે આટલી ભૂમિકા સુધી આવ્યા પછી અક્ષરબ્રહ્મનું નિર્વિકારી સ્વરૂપ જેને આપણે આંકના નામથી ઓળખીએ છીએ તે તરફ દષ્ટિ ફેરવીએ. આપણે એટલું તો કબૂલ કરવું પડશે કે પ્રાચીન વિદ્યાના પુસ્તકોનું પઠનપાઠન કર્ણોપકર્ણ મુખપાઠથીજ થતું હતું. એટલે લખવાનો ચાલ ઘણોજ થોડો હતો છતાં કાળનાકાળ સુધી હયાત રહે તેવી રીતે વિદ્યાના ગ્રંથો તાડપત્ર કે ભોજપત્ર ઉપર લખાતા હતા પણ દુર્દૈવે સ્વચક્ર

અને પરચક્રની ક્રાન્તિને લીધે સંપૂર્ણ વિદ્યાના ગ્રંથોનો ઘણે ભાગે નાશ થયો અને દેશની અવ્યવસ્થાને લીધે વર્ણાશ્રમ ધર્મનો લોપ થયો, જેના પ્રતાપે બ્રહ્મચર્યાશ્રમ અને ગુરૂકુળો નાશ પામ્યાં. એટલે જેને જેટલું આવડતું હતું, તેટલું ભણાવતા; અને જેનામાં જેટલી શક્તિ હતી તેટલું ભણતા, જેથી સંપૂર્ણ વિદ્યાના ગ્રંથો ભણવા ભણાવવાનો ક્રમ લુપ્ત થયો. એટલે તે તે વિદ્યાનો કંઇક ભાગ બાકી રહી ગયો અને તેનો પણ હાલમાં નાશ થવા બેઠો છે. જેમ બાળકોને પ્રથમ એકડેએક ભણાવી તેને વીસ આંક ભણાવતા હતા પણ આજથી પચાસ વર્ષ ઉપર વીસને બદલે પચીસ આંક અમે જોયા હતા. હાલની કેળવણી વીસ આંકને બદલે માત્ર દશજ આંક સ્કૂલમાં ચલાવે છે! એટલે હાલના વિદ્યાર્થીઓની ત્રીજી પેઢીના વિદ્યાર્થીઓ માત્ર દશજ આંક હતા અને છે, એમ માનવાનાજ!!! તેજ પ્રમાણે હાલના વિદ્યાર્થીઓ માત્ર વીસજ આંકને જાણે છે અને માને છે પણ અમારા ઋષિઓએ કોઇપણ વિષયમાં અપૂર્ણતા રાખીજ નથી તો આંક એટલે ગણિતમાં હિસાબી ખાતામાં વપરાતા ગુણાકાર તથા ભાગાકારનાં કોષ્ટકો અપૂર્ણ હોયજ કેમ? અમને વિચાર કરતાં જણાયું છે કે પ્રાચીન કાળમાં હાલના જેવા વીસ આંકને બદલે એકસો પાંત્રીસ આંક વિદ્યાર્થીઓને ભણવામાં આવતા હતા, જેથી બાળકો મેધાવાન, બુદ્ધિમાન, બળવાન, આયુષ્યમાન અને વિદ્યાવાન થઇ આરોગ્ય રહી સો વર્ષનું આયુષ્ય ભોગવતા હતા.

જ્યારથી આંક ભણવા ભણાવવામાં નિરર્થક સમયનો વ્યય થાય છે, એમ મનાવા લાગ્યું અને જેમ બને તેમ આંક ઓછા ભણાવી વાચન જલદી શીખવવાનું ચાલુ થયું એટલે અક્ષરબ્રહ્મનો વ્યવહાર બંધ થતો ગયો ત્યારથી વિકારી માયા (અજ્ઞાન)નો પ્રસાર વધતો ગયો; તેને લીધે મનુષ્યોમાં લોભ, લાલચ, ઇર્ષા, દ્વેષ, સ્વાર્થીપણું એકલપેટાપણું, બીજાના સુખને ભોગે પોતે સુખ મેળવવાના પ્રયત્ન વધતા ગયા; એટલે મેધા, પ્રજ્ઞા, ઉદારતારૂપ સત્વગુણ પ્રધાન બ્રહ્મવિદ્યાનો લોપ થતો ગયો, જેથી સ્વાર્થવૃત્તિના વધારાને લીધે કુસંપરૂપ વિષવૃક્ષોનાં જંગલના જંગલ ઉત્પન્ન થયાં, જેનાં ફળરૂપ આજે પ્રજા પરાધીનતાની બેડીમાં સપડાયા છતાં તેમાંજ પોતાને અહોભાગ્ય માને છે! માત્ર આંક ભણવાના ઓછા થવાથીજ આવી સ્થિતિ ઉત્પન્ન થાય એ તો અસંભવિત વાત જણાય છે એવી શંકા કોઇને સ્વાભાવિક થાય તો તે અસ્થાને નહિ ગણાય; પણ જ્યારે લાંબી દૃષ્ટિથી વિચાર કરીએ ત્યારે ઉપરોક્ત વાતોજ સત્ય અને ખરી ઠરે છે, એટલા માટે આપણે થોડો વિચાર કરવાની જરૂર છે.

મનુષ્યના મસ્તકમાં જુદી જુદી તેંતાળીસ પેશીઓ દરેક જાતના વિચાર તથા ક્રિયાના સ્થાન છે, એવી શોધ કરી પશ્ચિમના વિદ્વાનોએ

તેને એવા રૂપમાં ગોઠવી છે કે જાણે તેમણે પોતે બીજા ધર્મશાસ્ત્રોનો આશ્રય લીધા સિવાય સ્વતંત્ર શોધ કરી ન હોય!! પરંતુ વેદાદિ શાસ્ત્રો આપણને એ વાતનો સંપૂર્ણ બોધ આપી રહ્યા છે. ફ્રેનોલોજી યાને મસ્તક વિદ્યાના શોધકોએ મસ્તકના નવ વિભાગ પાડી તે દરેક વિભાગમાં રહેલી જુદા જુદા શુભાશુભ વિચારને ધારણ કરનારી તેંતાળીસ પેશીઓ એટલે વિચારનાં સ્થાનો કલ્પેલાં છે. વેદાદિ શાસ્ત્રે નવ તત્વનું વાસનાલિંગ માની તેને ષટઉર્મિમાં વિભક્ત કરેલું છે અને એક એક ઉર્મિમાં દશ દશ વિભાગ પાડી મનદ્વારા દશ ઈંદ્રિયો ઉપર અસર ઉપજાવે એવી સાઠ પેશીઓ માનેલી છે. જૈન શાસ્ત્રે તેના નવ તત્ત્વના વાસનાલિંગથી છ લેશ્યાઓ માની તેને આઠ કર્મવિભાગમાં વહેંચી તે કર્મની તેંસઠ પ્રકૃતિ માનેલી છે. એટલે પશ્ચિમના વિદ્વાનોએ તેંતાળીસ પેશીઓ શોધી છે પણ વેદાદિ શાસ્ત્રે સાઠ અને જૈન શાસ્ત્રે તેંસઠ પેશીઓનું નિરૂપણ કરેલું છે. જેમ પશ્ચિમના વિદ્વાનોએ નવ ભાગ પાડયા છે તેમ વેદાદિ શાસ્ત્રે દશ અને જૈન શાસ્ત્રે આઠ ભાગ પાડેલા છે; પરંતુ પશ્ચિમ અને પૂર્વના વિદ્વાનોએ બ્રહ્મરંધ્ર અને તેની આસપાસની પેશીઓ ઉત્તમ ધાર્મિક વિચારવાળી અને તેની નીચેની ફરતી પેશીઓ બીજાના સુખને ભોગે સુખ મેળવવાવાળી એટલે અધર્મ ગુણવાળી ગણેલી છે. આ ઉપરથી એટલું સાબીત થયું કે આત્માને જાણવાની પરા અને અપરા વિદ્યા કે જેથી શુભાશુભ ક્રિયાઓ ઉદ્દ્ભવે તે મનુષ્યના માથામાં રહેલી જુદી જુદી માંસપેશીઓના સંકોચ વિકાસને આભારી છે. એટલા માટેજ અમારા ઋષિમુનિઓ પોતાને ત્યાં આવતા વિદ્યાર્થીઓને પ્રથમ ઉપનયન આપતી વખતે તેનું માથું મુંડાવતા હતા. જે રૂઢિ રૂપે આજે પણ વિદ્યમાન છે. માથું મુંડાવી વિદ્યાર્થી આવે એટલે ખુલ્લું જણાય કે આ વિદ્યાર્થીમાં કેવા કેવા શુભાશુભ વિચારની પેશીઓ ખીલેલી છે. તે વિચારપેશીઓનું અવલોકન કર્યા પછી તેને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈષ્ય કે ક્ષુદ્રની વિદ્યા ભણાવતા હતા, જે વિચારની પેશીઓ ખીલેલી એટલે વિકાસ પામેલી હોય તે વર્ણાશ્રમની વિદ્યા, કર્મ, ધર્મ, ક્રિયાને તે વિદ્યાર્થી આનંદથી ગ્રહણ કરી જગતની શોભારૂપ બનતા હતા. એટલે આ વિદ્યા માત્ર પશ્ચિમના વિદ્વાનોની શોધ છે અને તેનાથી પૂર્વના વિદ્વાનો કેવળ અજ્ઞાન હતા એમ માનવાનું કારણ રહેતું નથી બલકે એ વિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન પૂર્વ ધરાવતું હતું, એમ નિર્વિવાદ સમજાય છે.

માથામાં રહેલી માંસપેશીઓનો એવો સ્વભાવ છે કે જ્યારે જ્યારે જેમજેમ મનમાં શુભાશુભ વિચાર ઉત્પન્ન થતા જાય ત્યારે ત્યારે તેમ તેમ તે તે પેશીઓ વિકાસને પામતી જાય અને જે વિચારની પેશી

વિકારને પામતી જાય તેથી વિરૂદ્ધ વિચારની પેશી સંકોચને પામતી જાય. જ્યારે મનમાં વૈરાગ્યના વિચાર થાય ત્યારે ત્યાગની પેશીનો વિકાસ થાય અને ચોરીની પેશીનો સંકોચ થાય, જ્યારે વ્યભિચારના વિચાર થાય ત્યારે બ્રહ્મચર્યની પેશી સંકોચાય. તેથી ઉલટું જો ગુરૂ આ વિદ્યાનો જ્ઞાતા હોય તો તે પોતાના જ્ઞાનબળથી શુભાશુભ વિચારની પેશીને ઓળખી શુભ વિચારની પેશીને ખીલવતો જાય, એટલે અશુભ વિચારની પેશીનો સ્વાભાવિક સંકોચ થાય. હાલમાં અમેરિકામાં માથાની આ વિદ્યામાં નિપુણ થએલા પ્રોફેસરો દિલગીરીમાં ડૂબેલાને આનંદી, રડતાને હસતા, ક્રોધીને શાંત, અભિમાનીને વિનયી, તથા ઘાતકીને દયાળુ તે તે પેશીને ખીલવીને થોડીવાર માટે બનાવી શકે છે, મતલબ કે વિચારની પેશીઓનો જેમ મનના વિચારથી સંકોચવિકાસ થાય છે તેમ એ વિદ્યાના વિદ્વાનો જોઇતી પેશીને દિશફેરી તેનો વિકાસ કે સંકોચ કરી શકે છે. એટલા માટેજ કહેવામાં આવ્યું છે કે જ્યાંસુધી બાળક નાદના પ્રવાહમાં હોય ત્યાંસુધી તેને જે શબ્દનું સીંચન કરવામાં આવે તે એવું નહિ હોવું જોઇએ કે તે શબ્દથી અધર્મની પ્રકૃતિ (પેશી)નો વિકાસ થાય

બાળક જન્મે છે ત્યારથી તેને આહારની ઇચ્છા થાય છે, તે પછી સુખની ઇચ્છા થાય છે, તે પછી સ્વાદની ઇચ્છા થાય છે, તે પછી ભૌતિક પદાર્થની ઇચ્છા થાય છે. એટલે બાલ્યકાલ પુરો થાય છે. વૃદ્ધિના કાળમાં વિદ્યા સંપાદન કરી ગૃહસ્થાશ્રમમાં જોડાય છે, ત્યાં ધનની ઇચ્છા, પુત્રની ઇચ્છા, સુખની ઇચ્છા, કીર્ત્તિની ઇચ્છા ઉત્પન્ન થાય છે એટલે તે તે ઇચ્છાઓમાં નિમગ્ન રહીને શુભાશુભ કર્મ કર્યો જાય છે.

બાળકની ઇંદ્રિયોનો જેમ જેમ વિકાસ થાય છે તેમ તેમ તેનું શરીર વધતું જાય છે. જેમ જેમ શરીર વધતું જાય છે તેમ તેમ તેની જ્ઞાનેંદ્રિયો વિકાસ પામતી જાય છે, જેમ જેમ જ્ઞાનેંદ્રિયોનો વિકાસ થતો જાય છે તેમ તેમ તે ઇંદ્રિયદ્વારા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધના વિષયનું ગ્રહણ કરતો જાય છે. તે વખતમાં તેના વાલીઓ સંભાળથી તેને શુદ્ધ જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યના વિચારનું સીંચન કરે તો જરૂર તે બાળક એક આદર્શરૂપ ગૃહસ્થ ઉત્પન્ન થાય છે. જેમ જેમ શરીર અને કર્મેંદ્રિયો વૃદ્ધિ પામતી જાય છે તેમ તેમ માથું અને માથામાં રહેલી પેશીઓ પણ વધતી જાય છે. તે વખતથી એટલે જ્યારથી નાદનો લોપ થઈ અક્ષરનો ઉદય થાય એટલે રડીને પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવાનો ત્યાગ કરી શબ્દથી પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવા શક્તિમાન થાય ત્યારથી માંબાપોએ તેને એવા અક્ષરનો બોધ કરવો કે જેના ઉચ્ચારથી તેના મનમાં કોઇપણ જાતનો વિચાર ઉત્પન્ન થાય નહિ. જ્યારે બાળક સાતમા વર્ષમાં પ્રવેશ કરે ત્યારે તેને એવા અક્ષરનો અભ્યાસ કરાવવો કે જેમાંથી શુભાશુભ

વિચારો પ્રગટ થાયજ નહિ. એટલે બાર વર્ષની વય થતાં સુધી તેને અક્ષરબ્રહ્મનોજ પાઠ કરાવવો. જેથી કોઇપણ જાતના વિકારવાળા વિચારો ઉત્પન્ન થાયજ નહિ. એવા વિકાર વિનાના, વિચાર વિનાના નાદની સાથે જે વિદ્યા ભણાવવાની છે તે માત્ર આંકજ છે. આંક ભણતાં બાળકને તે નાદ (રાગ) ની સાથે બોલવું પડે છે અને તે રાગમાં રહેલા શબ્દોમાં કોઇપણ જાતનો શુભાશુભ વિચાર નહિ હોવાથી તે શબ્દો તેના માથામાં રહેલી કોઇપણ વિચારને ધરાવનારી માંસપેશીનો વિકાસ કે સંકોચ કરતા નથી, પણ તે પેશીઓ પરિપક્વપણાને પામે છે. તે પછી બાવીસ અથવા વીસ વર્ષની વય થતાં સુધી વૃદ્ધિનો કાળ હોવાથી તેને સ્વરવ્યંજનાત્મક અક્ષરનું જ્ઞાન આપી આગળ ગૃહસ્થાશ્રમમાં ઉપયોગી વિષયનું જ્ઞાન અપાતું જાય તો તે તેનું આનંદથી અધ્યયન કરી શકે. આટલી વાતોથી આપણે એવા વિચાર ઉપર આવી શકીએ કે જેમ જેમ બાળકને વધારે આંક ભણાવવામાં આવે તેમ તેમ તેઓમાં ધારણા શક્તિ વધતી જાય અને ધારણા શક્તિ વધવાથી તેઓ બારીક, ગૂઢ, ઉંડા તત્ત્વજ્ઞાનના વિષયોનું બરાબર અધ્યયન કરી શકે.

હવે આંક ભણવાથી શરીર–હૃદય, ફેફસાં, તથા મગજ ઉપર શી અને કેવી રીતે અસર થાય છે; તે સંબંધી વિચાર કરીએ.

મનુષ્યનો જન્મ થતાંજ હૃદય, ફેફસાં ચાલુ થાય છે તે મરણકાળ સુધી એક ક્ષણનો પણ વિશ્રામ લીધા વિના ચાલુજ રહે છે. જો એક ક્ષણ માત્ર હૃદય અને ફેફસાં પોતાનું કામ બંધ કરે તો તેજ ક્ષણે દેહ-આત્માનો વિયોગ થાય એટલે મૃત્યુ થઇ જાય. ખાધેલા આહારનો રસ, પ્લીહાથી ખેંચાઇ યકૃતમાં રંજકપિત્તથી રંગાઇને લોહીનું રૂપ ધારણ કરી હૃદયમાં આવી ફેફસાંની ધમણથી ધમાઇને શુદ્ધ થઇ શરીરને પોષતું–શરીરના સાતે ધાતુને પોષણ આપતું વીર્ય ઉત્પન્ન કરતું, ઓજસને ઉત્પન્ન કરે છે. તેજ ઓજસથી મનુષ્ય તેજવાન થઇ આરોગ્ય રહી આનંદથી કાળ ગુજારે છે. પણ જો યકૃતમાં રંજકપિત્તથી રંગાઇ રક્ત, શરીરને પોષવા લાયક થવા સારૂ હૃદયમાં આવે ત્યાં ફેફસાંની ધમણ ઢીલી પડી હોય અથવા સંકોચ પામી હોય તો હૃદય રક્તની શુદ્ધિ કરી શકે નહિ. એટલે તે અશુદ્ધ લોહી સાતે ધાતુમાં અશુદ્ધતા ઉત્પન્ન કરે, જેથી મનુષ્ય નિર્બળ, રોગી અને અલ્પાયુ થઇ અકાળે મરણ પામે છે. મનુષ્યની નાભિથી પ્રાણવાયુ હૃદયને સ્પર્શ કરી નાસિકાદ્વારા બહાર આવી શુદ્ધ હવામાં મળી શરીરની અંદરના વિષમય વિકારને શુદ્ધ કરી ઝડપથી પાછો જઈ આખા શરીરને, પ્રાણને તથા જઠરાગ્નિને પોષે છે. આવો ક્રમ જન્મથી મરણ પર્યંત સદોદિત ચાલુજ રહે છે. જેમ જેમ પ્રાણની વહેવાની ગતિના માર્ગ શુદ્ધ, સ્વચ્છ અને સરળ હોય તેમ તેમ

પ્રાણમાં બળ વધતું જાય છે, પણ જો તેની ગતિનું રૂંધન થાય, ગતિને હદ કરતાં ઝડપ વધારવી પડે અથવા ધીમી ગતિએ ચાલ તો શરીરની તમામ વ્યવસ્થામાં અવ્યવસ્થા ઉત્પન્ન થાય. એવી વસ્થાથીજ મનુષ્યો નિર્બળ તથા અલ્પાયુ થાય છે. પ્રાણની સરળતાથી નિર્બાધ ચલાવવા માટે પૂર્વાચાર્યોએ શ્વાસની ગતિમાં મંત્રનું ધ્યાન ધરી પ્રાણની ગતિના પુરક, રેચક, અને કુંભક એવ પાડેલા છે. પુરક એટલે બહારના પવનને અંદર લેવો રેચક અંદરના પવનને બહાર કાઢવો. કુંભક એટલે પવનને અંદર લઇને રાખવો. જેઓ આ વિધાને જાણે છે અને તે ક્રિયા કરે છે તે પ્રાણ બળવાન થઇ સરળતાથી શરીરમાં ફરી લોહીને સ્વચ્છ રાખી પોષણ કરે છે સર્વ મનુષ્યે ખાતાં પીતાં, ફરતાં હરતાં, કામ ધંધો પોતાના પ્રાણનો ખોટો વ્યય થવા દેવો નહિ જોઇએ. પ્રાણનો ખોટો થવાનાં ઘણાં કારણો છે. જ્યારે મનુષ્યના મનમાં કામ, લોભ, ક્રોધ, ઈર્ષા, દ્વેષ વગેરે પાપ કર્મના વિચાર ચાલતા હોય ત્યારે પ્રાણની ઓછી થાય અથવા વધી જાય છે અને તેની ચાલ ટુંકી થા એટલે તેની ઝડપમાં વધારો થાય છે. એનુંજ નામ પ્રાણનો ખોટો અથવા નિર્બળતા છે. એથી ઉલટું જ્યારે મનમાં બ્રહ્મચર્ય, શાંતિ, વૃત્તિ, જ્ઞાન, સમભાવ, અને મિત્રતારૂપ ધાર્મિક વિચારો ઉત્પન્ન હોય ત્યારે પ્રાણની ગતિ ધીમી શાંત રીતે ચાલે છે. તેનુંજ નામ છે. અર્થાત્ મન જેવા જેવા વિચાર કરે અથવા મનમાં જેવા વિચાર થાય, તે વિચારો પ્રમાણે પ્રાણની ગતિના સંકુચિત કે વિકાસિત થાય, પણ મન જો શુભાશુભ વિચાર વિનાના શબ્દનુ ધ્યાન ધરે તો તેથી પ્ર ગતિ કુદરતીજ ચાલુ રહી શરીરને દોરવવાનુંજ કામ કરે છે. એટલા અક્ષર નાદ સાથે બોલાય અને તેના શુભાશુભ વિચાર ઉત્પન્ન થાય નહિ પણ જાતના પ્રયત્ન કે ખેંચતાણ સિવાય પુરક થઇ રેચક થતાં કું લાભ મળી જાય એવા શબ્દોની ગોઠવણ આપણા આચાર્યોએ બાળકને આંક ભણાવવાની રીતિ દાખલ કરી ગોઠવેલી છે; જેથી વધે, બળ વધે, લોહી વધે, મેધા વધે, પ્રજ્ઞા વધે, અને હૃદય- બળવાન મોટાં થઈ આરોગ્યતાને વધારે છે. એ કેવી રીતે થ તેનો માત્ર એકજ દાખલો આપી આ ભૂમિકા સમાપ્ત કરીશું બાળકો એક સાથે ઉભા રહી રાગ કાઢી બોલશે કે "પંદર પંદર...અ, પંદર દુ ત્રીસ...અ, પંદર તરી પીસ્તાલ પંદર ચોકું સાઠ...અ" ત્યારે બીજા સાથેના છોકરા બોલ "પંદર પંચા પંચોતેર, પંદર છકાં નેવું, પંદર સતાં પાં સો, પંદરે અઠાં વીસાંસો..." આવી રીતે પ્રાતઃકાળે અને

આંક ગોખવામાં આવે તો તેઓમાં રેચક પ્રાણની સાથે સ્વાભાવિક અનાયાસે કુંભક થાય, જેથી ફેફસાં-હૃદય ખીલી મોટાં થાય, એટલે સ્નાયુઓ મજબુત થાય. ધમનીઓ બધી બળવાન થાય, એટલે મગજ પુષ્ટ, શાંત, અને બળવાન થાય, પણ જો બાળકને આંક નહિ ભણાવતાં સ્વરવ્યંજનાત્મક ક્રિયાવાચ્ય શબ્દનું વાંચન શીખવવામાં આવે તો તે ક્રિયામાં રહેલા વિચારો પ્રમાણે હૃદય અને ફેફસાંની ચાલ ધીમી કે ઉતાવળી ચાલવાથી મગજ ઉપર તેની અસર થવાથી મગજમાં રહેલી શુભાશુભ વિચારની કોમળ પેશીઓને ઘર્ષણ લાગી તે એવી અવ્યવસ્થિત થઇ જાય કે તે બાળક કોઇપણ જાતના શુભાશુભ વિચારો નિશ્ચયાત્મક બુદ્ધિથી કરી શકે નહિ. **बुद्धि निश्चनोति** એટલે બુદ્ધિનું કામ નિશ્ચય કરવાનું છે છતાં બુદ્ધિમાં નિશ્ચય કરવાની શક્તિનો નાશ થવાથી, દરેક બાબતમાં સંશય ઉત્પન્ન થવાનોજ. એટલે **संशयात्मा विनस्यति** પ્રમાણે વિનાશ થાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશુંજ નથી. માટે બુદ્ધિને નિશ્ચયવાળી કરવા માટે, મનને સંશય રહિત બનાવવા માટે, ચિત્તને સ્થિર રાખવા માટે, અને અહંકારને વશીભુત થવા નહિ પણ તેને વસીભુત રાખવા માટે બાળકોને ખાસ કરી બાર વર્ષની ઉંમર સુધી જેટલા બને એટલા આંક ભણાવવાની ખાસ અગત્ય છે. **इत्यलम्.**



# પ્રસ્તાવના.

અમારા દેશમાં જ્યારથી પશ્ચિમની કેળવણી દાખલ કરવામાં આવી ત્યારથી કોઇપણ એક વિષયનું પુરેપુરૂં જ્ઞાન અપાતુંજ નથી. ઉપરી અધિકારીઓ તથા ચેન્સેલર (પ્રજાનું ચેન્સ કહેતાં નસીબ ઘડનાર) પણ ખપ જેટલું ભણાવવાની ગોઠવણ કરે છે અને અજ્ઞાન માબાપો પોતાના બાળકોના શરીરનું, મનનું, બુદ્ધિનું ગમે તે થાય તેની દરકાર રાખ્યા સિવાય મારો છોકરો મોટી મોટી પરીક્ષામાં પાસ થાય તે તરફજ નજર રાખતા હોવાથી કેળવણીનાં લાભ હાનિ તરફ જરા પણ ધ્યાન આપતા નથી. જેમ એક ઘોડેસ્વારને ધારેલે ઠેકાણે જવું છે, વખત થોડો છે, માર્ગ લાંબો છે એટલે તે સ્વાર ઘોડાને ચાબુકપર ચાબુક લગાવી મારખેડ દોડાવતો જઇ ધારેલે ઠેકાણે તો જાય છે; પણ તે પછી પોતાનું શરીર અને ઘોડો નકામા અથવા સદાના રોગી બની જાય છે, તેનો તેને વિચાર પણ આવતો નથી. આપણી કેળવણીની પણ હાલમાં આવીજ સ્થિતિ છે અને તેને પરિણામેજ મૂર્ખો કરતાં ઘણું ભણી ગ્રેજ્યુએટ થએલામાંના સેંકડે નેવું ટકા નબળાઇ, ક્ષય અને મંદાગ્નિના ભોગ થઇ અકાળે જુવાનીમાંજ મરણને શરણ થતાં જોવામાં આવે છે. હાલની કેળવણી અસલની ગોખણ પદ્ધતિને નકામી ગણે છે. અને સારગ્રહણ પદ્ધતિનેજ પ્રાધાન્યપણું આપવામાં આવે છે, પણ તેના અશુભ પરિણામ તરફ દેશના નેતાઓનું બિલકુલ ધ્યાન નથી; એ દિલગીરી ભરેલું છે.

આપણા દેશમાં સ્વચક્ર અને પરચક્રની રાજક્રાન્તિઓને લીધે હજારો વિદ્યાના લાખો પુસ્તકોનો નાશ થયો, એ વાત સર્વને જાણીતી છે, છતાં પણ ગોખણપદ્ધતિના તથા લેખનપદ્ધતિના પ્રતાપે હાલમાં આપણે સર્વ વિદ્યાના પૂર્ણ કે અપૂર્ણ પુસ્તકો અવશેષ રહેલાં જોઇ શકીએ છીએ. ગમે તેવી ક્રાન્તિના વખતમાં પણ ગોખીગોખીને મુખપાઠ કરેલાં પુસ્તકોનો નાશ થતોજ નહતો પણ તેઓ પોતાના મુખથી વિદ્યાર્થીઓને ભણાવતા જતા હતા અને થોડી પણ શાંતિનો સમય જણાય તો તેઓ તાડપત્ર કે ભોજપત્ર, કપડાં કે ચીકણા કાગળ ઉપર પોતાને આવડતું હોય એટલું લખતા હતા તેના પ્રતાપેજ આપણને આજે સર્વ વિદ્યાનાં હસ્તલેખિત પુસ્તકો મળી આવે છે. પણ લાંબા કાળની ક્રાન્તિને લીધે ઘણાં પુસ્તકો અપૂર્ણ હાલતમાં મળી આવે છે, કારણકે જેને જેટલું મુખપાઠ હતું તેટલું તેણે લખ્યું અને જેને જેટલું આવડતું હતું અથવા યાદ હતું તેણે તેટલું ભણાવ્યું, તોપણ હાલના વિદ્યાર્થીઓમાં જેટલી ભણવાની શક્તિ છે તેથી

તો ઘણી વિદ્યાઓ બાકી રહે, એટલાં લખેલાં પુસ્તકો હાલમાં મળી આવે છે. ઘણા પ્રાચીન કાળમાં વિદ્યાર્થીઓ મેધાવાન હતા તેથી તેઓ ગુરૂના મુખથી એકજવાર સાંભળેલો પાઠ યાદ રાખતા હતા એટલે ગુરૂને કે શિષ્યને લખવા લખાવવાની જરૂર પડતી નહતી. પછી જેમ જેમ બુદ્ધિનો હ્રાસ થતો ગયો તેમ તેમ ધારણા શક્તિ ઘટવાથી લખી રાખવાનો રિવાજ પડયો. જેમ જેમ લખવાનો રિવાજ તથા લખવાનાં સાધનનો બહોળો પ્રચાર થયો તેમ તેમ ધારણા શક્તિ એટલે યાદશક્તિ ઘટતી ગઇ. દાખલા તરીકે એક ગ્રેજ્યુએટ અપ-ટુ-ડેટ ફેશનમાં રહેતો હોવાથી તે પંદર દિવસમાં ચાર વાર કપડાં બદલે અને પંદર દિવસે ધોબી તે ધોઇને લાવે એટલે પોતાનાં મોજાં, પાટલુન, ગંજીફરાક, ખમીસ, જેકેટ, કોટ, હાફકોટ, ઓવરકોટ, કોલર, નેકટાઇ, ટુવાલ, પંચીઆં, ધોતીઆં મળી દર વખતે સત્તર લુગડાં બદલે એટલે પંદર દિવસમાં અડસઠ લુગડાં થાય, તેની સાથે તેની સ્ત્રીનાં અને બાળકોનાં હોય તે જુદાં. તેઓ એટલાં પોતાનાં ખાસ પરિચયનાં, વાપરવાનાં, ધોવા આપેલાં લુગડાં પંદર દિવસ સુધી કઇ કઇ જાતનાં કેટલાં કેટલાં લુગડાં ધોબીને આપ્યાં છે, તે લખી રાખે છે પણ યાદ તો રાખી શકતો નથી. એથી ઉલટું વગર ભણેલો ધોબી પછી તો સ્ત્રી હોય કે પુરૂષ પણ એવા દશ ગ્રેજ્યુએટના પાંચસો કપડાં લાવી સર્વને સાથે બોળી, બાફી ધોઇ, અસતરી કે કુંદી કરી પાછાં તેને જુદાં પાડી જેના જેના જેટલાં જેટલાં, જેટલી જેટલી જાતનાં હોય તે બરાબર યાદ રાખી સર્વનાં કપડાં સર્વને પહોંચાડે છે! આ શું બતાવે છે? જરા થોડો વિચાર કરશો તો સમજાશે કે હાલની કેળવણીએ અમારી ધારણા શક્તિનો કેટલો નાશ કર્યો છે તેનું માપ નીકળી શકેજ નહિ. હવે એક તરફ છાપવાની કળા હસ્તીમાં આવી જેથી તમામ પુસ્તકો છપાઇ ગયાં અથવા છપાઇ જવાનાં એટલે જુનાં પુસ્તકોનો સંગ્રહ રાખવાનો રિવાજ ઘટતો જવાનો.

કુદરતના કાયદામાં ઉદય અને અસ્ત તો સ્વાભાવિક છે. ઉગે તે આથમે, ચઢે તે પડે, એમ કાળનું ચક્ર ફરતુંજ રહે છે. તે સર્વ કોઈ જાણે છે. ન કરે પરમેશ્વર ને પાછો અંધાધુંધીનો કાળ આવે અને વચલા કાળમાં જેમ આઠસો વર્ષની લાંબી લડાઇ ચાલી તેવો બસો વર્ષનો લડાઇનો સમય ભારતીય પ્રજાને પસાર કરવો પડે તો જેટલી વિદ્યા આઠસો વર્ષના ચક્ર પછી આપણને મળી આવી તેટલી વિદ્યા શું બસો વર્ષની અંધાધુંધી પછી મેળવી શકીશું? કદી નહિ. કારણ કે જુનાં પુસ્તકોનું સ્થિતિ સ્થાપકપણું (આયુષ્ય) હજારો વર્ષનું હતું અને હાલનાં પુસ્તકોનું આયુષ્ય ૫૦-૬૦ વર્ષનુંજ છે કારણકે પરદેશી કાગળો ચળકતા, સફાઇવાળા, સુંવાળા છે પણ તે પચાસ વર્ષ પછી સ્નેહમુક્ત એટલે બરડ

બની જાય છે, તેથી તેનો તો ભાંગીને ભૂકોજ થઇ જવાનો અને એકે પુસ્તક આખું તો કોઇને મુખપાઠ છેજ નહિ એટલે આખરે વધુમાં વધુ એક સો વર્ષમાં તમામ અપૂર્ણ પણ હાલમાં સંપૂર્ણ ગણાતી વિદ્યાનો પુસ્તકોમાંથી તેમ મુખપાઠમાંથી નાશ થવાનો, એટલે આર્યધર્મ, આર્ય-વિદ્યાનો નાશ થતાં આર્યપ્રજાનો પણ નાશ થાય તો તે અનુમાન ખોટું તો નહિજ કહેવાય. હાલમાં એક પદ્ધતિ એવી જોવામાં આવે છે કે જે જે જુનાં પુસ્તકો કેળવણી ખાતા તરફથી છપાય છે તે જુનાં પ્રાચીન પુસ્તકો પણ કાપકુપ કરીને છપાવવામાં આવે છે. આપણું કેળવણી ખાતુ સંસ્કૃત ભાષામાં પંચતંત્ર તથા તેના સારરૂપ હીતોપદેશ ભણાવે છે. (તે પણ સાંગોપાંગ તો નહિજ.) તે પંચતંત્ર જે આજથી ૫૦–૬૦ વર્ષપર છપાએલાં હતાં તેના કરતાં હાલનામાં ઘણી વાતો કાઢી નાખવામાં આવી છે. અમે મુંબઇ કરતાં લખનૌનો છપાએલો હીતોપદેશ મોટો જોયો છે અને લખનૌ કરતાં ખાસ લંડનમાં છપાએલો હીતોપદેશ ઘણો મોટો જોયો છે તથાપિ તે પણ પૂર્ણ તો નહિજ. આવી સ્થિતિમાં આપણું સુકાન અને સુકાની વિનાનું વહાણ સંસાર સમુદ્રમાં ઝોકા ખાતું ચાલે છે. તે કયે બંદરે પહોંચશે અથવા કયા ખડક સાથે અથડાઇ ભાંગી ડુબી જશે, તેનો વિચાર કરતાં એટલી મુંઝવણ થાય છે કે તેનો ઉત્તર અમારાથી તો આપી શકતોજ નથી.

આ પ્રમાણે ગોખણ પદ્ધતિનો સમૂળ નાશ થવાથી અને લેખન પદ્ધતિનો નાશ થતો જાય છે એટલે આપણી પાછળ આવતી પ્રજા અથવા આપણે આપણી વિદ્યા, કળા, હુન્નર, શાસ્ત્રજ્ઞાન, વિજ્ઞાનને અપૂર્ણ માનીએ, તેમાં આશ્ચર્ય શું? હાલમાં આપણને આપણા ગણિતની પ્રાથમિક વિદ્યાના માત્ર વીસ આંક જોવાને મળે છે. તેમાંથીએ કેળવણી ખાતાએ માત્ર દશ આંક ભણાવવા મંજૂર રાખેલા છે, એટલે એ દશ આંક ભણેલા વિદ્યાર્થીઓનાં છોકરાં થશે તેઓ એમજ જાણવાનાં કે દશજ આંક છે અને હતા, જેથી પરદેશી વિદ્વાનો કહેવાનાજ કે તમારૂં જ્ઞાન અત્યંત અપૂર્ણ છે. તમને ગણિતનું જ્ઞાનજ ક્યાં છે? તમારા પૂર્વજો જંગલી અભણ અને મૂર્ખ હતા. તો તે વાત આપણી પાછળની પ્રજા કબૂલ રાખવાની અને પોતાના પૂર્વજોમાં અપૂર્ણતા જોવાનીજ. હાલમાં ચાલતા દશ આંક અને હાલમાં મળતા વીસ આંકનાં પુસ્તકો જોયા છતાં ભાગ્યેજ કોઇને કલ્પના થઈ હોય કે આંક આથી પણ વધારે હોવા જોઇએ અથવા હતા, કારણ કે આપણા આગેવાનોને તો પશ્ચિમની વિદ્યાથી મોહ થયો છે જેથી તે તો મોહાન્ધ થએલા છે અને વગર કેળવાએલો વર્ગ તો એ વાત જાણેજ ક્યાંથી? અથવા એ વિચાર કરીજ

કેમ શકે ? આવી સ્થિતિ હોવા છતાં મારા અંતઃકરણમાં ઇશ્વિરી શુભ પ્રેરણા થઇ અને મોહ દશામાંથી જાગ્યો તો જણાયું કે આંક વીસ નથી પણ એકંદરે બધું મળીને આંક ૧૩૫ એકસો પાંત્રીસ હતા. જો આંકનો પુનરૂદ્ધાર નહિ થશે તો દેશમાંથી આંકના મૂળતત્ત્વોનો પ્રાથમિક અને ઘણોજ ઉપયોગી ભાગ નાશ પામશે, તેથીજ મેં જરા આગળ શોધખોળ ચલાવી તો જણાયું કે હાલમાં પણ ૫૦-૬૦ વર્ષની વયના લોકોમાં ૪ાા-૫ાા-૬ા-૬ાા-૭ાાના આંકો અવિચ્છિન્ન મોઢે છે. તેમાં ગુજરાતી કરતાં મારવાડીઓમાં વધારે આંક મુખપાઠ જણાય છે તે ઉપરથી આંકની ચોપડી તૈયાર કરવાનું મને મન થયું અને તે પુસ્તક લખતાં આંક એકસોનેપાંત્રીસ હતા, એમ સાબીત થયું તે પ્રમાણે આ પુસ્તકમાં એકસોપાંત્રીસ આંક લખી મરી જતી વિદ્યાને મેં સજીવન બનાવી છે, એમ કહું તો તેમાં મારૂં મિથ્યાભિમાન, કે આત્મશ્લાઘા ગણાય નહિ, એમ હું માનું છું હવે આંક એ શું છે, તેનો વિચાર કરીએ.

આંક એટલે તેના કોઠાની એક એક પલાખીમાં એક ગુણાકાર અને એ ભાગાકાર છે. તેને પદ્ધતિસર તપાસતાં તેમાં સરવાળા પણ આવી જાય છે. જેમકે "છપ્પન અઢીએ ચાલસો" એટલે છપ્પનને અઢીએ ગુણીએ તો એકસો ચાલીસ આવે, અને એકસો ચાલીસને અઢીએ ભાગીએ તો છપ્પન આવે, તેમજ એકસો ચાલીસને છપ્પને ભાગીએ તો અઢી આવે. તેવીજ રીતે આંકને ઉપજાવીએ તો તેમાં સરવાળો પણ આવે. અમારા મહેતાજી પાટી પર કે પાટલા પર એક પણ અક્ષર કાઢયા વિના નીચે પ્રમાણે આંક ભંગાવતા (ઉપજાવતા) હતા. જેમકે

એકાણું એકાણું રામ બાસી એકાસીઆં,
બાણું બાણું રામ ચોર્યાસી ચોસેંઠા ભાંગો.

એટલે રાગ કાઢીને બોલો.

ઉપરે મૂકવા એકાણું, નીચેરે મૂકવા એકાણું.

| | |
|---|---|
| એકે એકુ એકના એક. | ૯૧ |
| એકે નવું નવ ને નવ એકું નવ તે અરાઢો આઠ. | ૯૧ |
| વદીરે તેની એક. નવે નવે એકાસી ને એક તે બાસીના | ——— |
| બાસી. એકાણું એકાણું રામ બાસી એકાસીઆં. બાણું | ૮૨૮૧ |

બાણું રામ ચોર્યાસી ચોસેંઠા.

| | |
|---|---|
| ઉપરે મૂકવા બાણું, હેઠેરે મૂકવા બાણું. | ૯૨ |
| બે દુ ચારના ચાર | ૯૨ |
| બે નવા અરાઢ ને નવે દુ અરાઢ તે છત્રીસના છ...અ, | ——— |
| વદીરે તેની ત્રણ. નવે નવે એકાસીને ત્રણ તે ચોર્યાસીના | ૮૪૬૪ |

ચોર્યાસી. બાણું બાણું રામ ચોર્યાસી ચોસેંઠા.

તાણું તાણું રામ છાસી ઓગણુ પચાસાં.

ઉપરે મૂકવા તાણું, નીચેરે મૂકવા તાણું. ૯૩
ત્રણુ તરી નવના નવ...અ, ૯૩
ત્રણુ નવું સત્તાવીસ ને નવે તરી સત્તાવીસ તે ચોપનના ——
ચાર. વદીરે તેની પાંચ. નવે નવે એકાસી ને પાંચ તે છાસીના ૮૬૪૯
છાસી, તાણું તાણું રામ છાસી ઓગણુપચાસાં. વગેરે

આજ પ્રમાણે વીસે આંક ભંગાવતા હતા. તેમાં બાજુ પર કાઢેલા આંકડા સિવાય એક અક્ષર પણુ લખવા દેતા નહિ, જેથી આંક સાથે ગુણાકાર અને સરવાળા મોઢેજ ગણુવાની અને મોઢેજ રાખવાની ફરજ પડતી હતી. દાખલા તરીકે એક વિદ્વાને એક કાપડની દુકાને જઇ કાપડનો એક રૂપીઆનો સવા છ ગજનો ભાવ નક્કી કર્યો પણુ તેને બાળકના ખોયાં ( ઝોળી ) માટે સવા ગજ કપડું લેવાનું હતું તે લીધું ખરૂં પણુ તેની કિંમત કેટલી આપવી તે પોતે મોઢેથી ગણી શકયા નહિ. તેને તો વ્યાપારીએ કહ્યા તેટલાજ પૈસા આપવા પડયા. પછી વ્યાપારીએ ભલે એક બે પૈસા વધારે ગણેલા હોય! જેઓ વર્ગમૂળ કે ઘનમૂળના હિસાબો ગણી જાણે છે, જેઓ અક્ષરગણિત કે બીજગણિતની રીતિ જાણે છે અને નહિ સમજી શકાય એવા હિસાબો માંડે છે અને ગણે છે; તેઓને સાધારણુ ગાંધીઓ અને કાપડીઆઓ છેતરી મનમાં મલકાય છે! કારણુ કે તેઓ જે હિસાબ શીખેલા તે વ્યવહાર ચલાવવા માટે નહિ પણુ પરીક્ષા પાસ કરવા માટે શીખેલા. તેઓ પરીક્ષા પાસ કર્યા પછી ડોકટર, વકીલ, પ્રોફેસર કે ન્યાયધીશ બન્યા એટલે તે ગણિતનો ખપ રહ્યો નહિ અને વ્યાવહારિક જ્ઞાનનું ગણિત ભણેલા નહિ, જેથી બજારમાં છેતરાયજ, તેથી દુકાનદારો તેમની ઠેકડી કરે તેમાં આશ્ચર્ય શું? તેટલા માટે નાનપણુથી બાળકોને આંક ભણુાવવાજ જોઇએ. આપણુા દેશમાં ઈલાકા, પ્રાંત, જિલ્લાવાર જુદી જુદી વસ્તુઓ જુદા જુદા તોલ માપ તથા નામોથી વેચાય છે. મુંબઇના બજારમાં સાડા પાંચ મણુની ખાંડીથી પીસતાલીસ મણુની ખાંડી સુધી જુદી જુદી જાતનો માલ ખાંડીના ભાવથી વેચાય છે. આપણા ગુજરાતમાં ગોળ, ઘી, ખાંડ, શાકર, મણુના ભાવથી, તેલ, દીવેલ ચાર મણુની ચોકડીના ભાવથી; છુટક અનાજ કોથળાના ભાવથી; ભાત (ડાંગર) સાત મણુના હારાના ભાવથી; કળકઠોળ બાર મણુની માણીના ભાવથી; કપાસીઆં સોળ મણુની કળસીના ભાવથી; રૂ વીસ મણુની ખાંડીના ભાવથી; તલ, દીવેલી એકવીસ મણુના હારાના ભાવથી; કપાસ ચોવીશ મણુનાં ભારનાં ભાવથી; ઘઉં જુવાર, બાજરી વગેરે ત્રીસ મણુની ગાલ્લીના ભાવથી; તમાકુ વગેરે બત્રીશ મણુનાં બેડીઆના ભાવથી

છે। સો મણુના સુડાના ભાવથી વેચાય છે. જેમ તે જથાબંધ વેચાય છે તેમ તે છુટક પણ વેચાય છે આવા તોલ માપના હિસાબો ઝડપબંધ આંક આવડયા વિના શી રીતે ગણી શકાય ? એટલા માટેજ કહેવું પડે છે કે જેમ જેને આંક વધારે આવડે તેમ તે દરેક હિસાબ ઘણી ઝડપથી કાગળપર આંકડા મૂકયા વિનાજ કરી શકે છે.

હાલમાં ચાલતા દશ આંકમાંથી ઉઠાં (૩॥)નો આંક કાઢી નાખ્યો છે. તેમ ઢાચાં (૪॥), હળીઆં (૫॥), ઢેક્ષાં (૬॥)ના આંક પણ કાઢી નાખવામાં આવ્યા છે. મારવાડી ભાષામાં (૬॥)ના આંકને 'શીટી' કહે છે અને (૭॥)ના આંકને 'ચાંસે' કહે છે. એ ૧૩૫ આંકના અવશેષો છે એમ સાબીત થાય છે. હાલમાં આપણે વીસ આંક જાણીએ છીએ તે પણ અપૂર્ણ છે, કારણ કે અગીઆર એકા અગીઆરથી વીસે દાન બશોનો એક આંક ગણાય છે. અને અગીયાર એકા અગીયારથી અગીઆરે દાન દાવેતેરસોનો એક કોઠો (ઘડીઓ) ગણાય છે. જ્યારે અગીઆરીનો આંક ભણવામાં આવે છે ત્યારે અગીઆરી અગીઆરી એકવીસાંસોથી અગીઆરે વીસે એવીસાંનો એક કોઠો ગણાય છે અને વીસે વીસે ચાર-સોથી આંક પુરો થાય છે; એ ખરૂં પણ ખરી રીતે જોતાં એકવીસ અગીઆરી, એકત્રીસ અગીઆરી, એકતાલીસ અગીઆરી એવી રીતે એકાણું અગીઆરી લખી સો અગીઆરી અગીઆરસોએ એક આંક પુરો થવો જોઇએ. હાલના દશ આંક જેટલો પ્રાચીન કાળનો એક આંક થાય છે. તે પ્રમાણે અમે એકથી માંડીને નવ્વાણું સુધીના એક સો આંક લખ્યા છે અને પા, અડધો, પોણાં, સવાયાં, દોઢાં, પોણા બે સવા બે, અઢી, પોણા ત્રણ, સવા ત્રણ, સાડા ત્રણ, પોણા ચાર, સવા ચાર, સાડા ચાર, પોણા પાંચ એ પ્રમાણે પોણા દશ સુધીના ત્રીસ આંક તથા પાન, આના, વદી, દોકડાં, અને સાડા સાતનો પા મળીને કુલ એકસો પાંત્રીસ આંક લખેલા છે. આ એકસો પાંતરીસ આંક પૈકી જેટલા જેને મુખપાઠ તેટલા તેને હિસાબ ગણતાં સમયઓછો થવાનોજ.

હાલનુ કેળવણી ખાતું એમ માને છે કે આંક ગોખાવવા કરતાં તેને ઉત્પન્ન કરવાની શક્તિ ઉત્પન્ન કરવી કે જેથી બાળકો લાખો જાતના આંક ઉપજાવી શકે, તેથી તે સમજાવે છે કે એક રૂપીઆની ચાર પાવલી થાય છે હવે સોળ રૂપીયા આખા છે અને સોળ પાવલી છે તો તેના વીસ રૂપીઆ થયા એમ કરી ગુણાકાર શીખવે છે; ત્યારે પ્રાચીન પદ્ધતિ " સોળે સવા વીસ " એમ ગોખાવે છે. તે જ્યારે પાકું યાદ થાય ત્યારે શીખવે કે " સોળ એકું સોળ અને સોળે પાયે ચાર ચાર મળી વીસ થાય" આ પ્રમાણે સોળ સવા વીસ થાય. તે પછી જ્યારે જ્યારે ખપ પડે ત્યારે ત્યારે તે સોળે સવા વીસ ગણી શકે, પણ હાલની કેળવણીવાળાનેતો દર વખતે ગુણાકાર કરવો જ પડે છે, તેથી કાળ અને કાગળનો કેટલો વ્યય થાય તેનો હિસાબ હું વિદ્વાન સાક્ષરોને સોંપું છું ટૂંકમાં એકજ દાખલો આપુ છું. જેમકે ૪૩ અને ૯૭ નો ગુણાકાર કરવો હોય તો હાલના વિદ્વાનોને ખડીઓ, કલમ અને કાગળ શોધવાની જરૂર પડે છે પણ અમારી ગોખણ પદ્ધતિવાળો તો તરત ગણશે કે

"તેં તાલીસ સડસેઠા અઠ્ઠાવીસ એકાસીઆં" કારણ કે તેને તો મહેતાજીએ શીખવેલુંજ છે કે " ઉપરે મુકવા ૪૩ હેઠેરે મૂકવા ૬૭

પછી મોઢે ગણશે કે, સાત તરી એકવીસનો એક, વદીરે ૪૩
તેની બેઅ, સાત ચોક અઠાવીસ ને છ તરી અરાઢ તે ૬૭
છેં તાલીસ ને બે તે અડતાલીસના આઠ, વદીરે તેની ચાર, ——
છ ચોકે ચોવીસ ને ચાર તે અઠ્ઠાવીસના અઠ્ઠાવીસ; એટલે ૨૮૮૧
" તેંતાલીસ સડસેઠાં અઠ્ઠાવીસ એકાસીઆં " અર્થાત બે

હજાર આઠસો ને એકાસી થયા એ પ્રમાણે સંપૂર્ણ આંક ગોખેલાની ધારણ શકિત વધવાં સાથે હિસાબ ગણતાં થોડા પણ સમયનો વ્યય થતો નથી તેમ કાગળ કે સાહીના ખર્ચનો બચાવ થાય છે હાલમાં પણ સવા છ અને સાડાસાતના મારવાડી ભાષામાં ચાલુ આંક શીખવાય છે. તેના નમૂના દાખલ બે કોઠા બતાવું છું.

**અગીઆર સવા છનો કોઠો નીચે પ્રમાણે બોલે છે.**

અગીઆરે શીટી પૂણ ગુણુંતર (૬૮॥।) બારે શીટી પીંચોતર (૭૫)
તેરે શીટી સવા એકાસી (૮૧।) ચોદે શીટી સાડી સિત્યાસી (૮૭॥)
પંદરે શીટી પોણા ચોંણુવે (૯૩॥।) સોળ શીટી સેંકડો (૧૦૦)
સતરે શીટી એકસો સવા છેયે(૧૦૬।) અઠારે શીટી એકસો સાડી બારે(૧૧૨॥
ઉગણી શીટી એકસો પુણા ઉગણીસ (૧૧૮॥।) બીસ શીટી સવ સેં (૧૨૫)

**સાડાસાતના આંકનો નમૂનો.**

અગીઆરે ચૌંલે સાડી બ્યાસી (૮૨॥) બારે ચૌંલા નેવ્વે (૯૦)
તેરે ચૌંલે સાઆડી સત્તાણું (૯૭॥) ચોદે ચૌંલા એકસો પાંઆચ (૧૦૫)
પંદરે ચાલે એકસો સાડી બારે (૧૧૨॥) સોળ ચૌંલા એકસો બીક્સ (૧૨૦)
સતરે ચાલે એકસો સાડી સત્તાઇસ(૧૨૭॥)અઠારે ચૌંલા એકસો પેંતીસ(૧૩૫)
ઓગણી ચૌંલે એકસો સાડી બૈંયાલીસ (૧૪૨॥) બીસ ચૌંલા દેડસો (૧૫૦)

આ ઉપરથી સાબીત થાય છે કે આંક તો પૂર્ણ હતા પણ જેમ જેમ કાળ જતો ગયો તેમ તેમ યદદાસ્ત શક્તિ ઘટતી ગઈ અને જેને જેટલું સુખપાઠ હતું તેટલું ભણાવ્યું અને જેટલું ભણાયું એટલું ભણ્યા.

મારી ખાતરી છે કે મારા લખેલા આંકોને શાળામાં ભણાવવાની સગવડ નથી અને હાલના વિદ્યાર્થીમાં તે ભણી શકે તેટલી શક્તિ પણ નથી, પરંતુ એક પ્રાચીન વિદ્યાને અપૂર્ણતાનું કલંક લાગે નહીં અને પૂર્વાચાર્યો અજ્ઞાન અને મૂર્ખ ગણાતા અટકે, એટલાજ હેતુથી આ આંકનું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે એ હાલતો નિરર્થક ગણાશે છતાં એક વખત એવો પણ આવશે કે જે ગુપ્ત સત્તાએ મને પ્રેરણા કરી મારી પાસે આ પુસ્તક તૈયાર કરાવ્યું તેજ ગુપ્ત સત્તા દેશના કેળવણી ખાતાના આગેવાનોને પ્રેરણા કરી આ ૧૩૫ આંક વિદ્યાશાળામાં વિદ્યાર્થીઓને શીખવશેજ, એવો મારો દ્દઢ અને સિદ્ધ સંકલ્પ છે, તથાસ્તુ.

લી. આર્યવિદ્યાનો સેવક

**શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત.**

## એકડા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૧ |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ | ૫૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ |

એકડે એક, બગડે બેય,
તગડે ત્રણ, ચોગડે ચાર.

| | | | | |
|---|---|---|---|---|
| ૬૧ | ૭૧ | ૮૧ | ૯૧ | ૧૦૦ |
| ૬૨ | ૭૨ | ૮૨ | ૯૨ | ૨૦૦ |
| ૬૩ | ૭૩ | ૮૩ | ૯૩ | ૩૦૦ |
| ૬૪ | ૭૪ | ૮૪ | ૯૪ | ૪૦૦ |
| ૬૫ | ૭૫ | ૮૫ | ૯૫ | ૫૦૦ |
| ૬૬ | ૭૬ | ૮૬ | ૯૬ | ૬૦૦ |
| ૬૭ | ૭૭ | ૮૭ | ૯૭ | ૭૦૦ |
| ૬૮ | ૭૮ | ૮૮ | ૯૮ | ૮૦૦ |
| ૬૯ | ૭૯ | ૮૯ | ૯૯ | ૯૦૦ |
| ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ | ૧૦૦૦ |

## એકાં.

| | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧૧ | ૧ | ૧૧ | ૨૧ | ૧ | ૨૧ | ૩૧ | ૧ | ૩૧ | ૪૧ | ૧ | ૪૧ | ૫૧ | ૧ | ૫૧ |
| ૨ | ૧ | ૨ | ૧૨ | ૧ | ૧૨ | ૨૨ | ૧ | ૨૨ | ૩૨ | ૧ | ૩૨ | ૪૨ | ૧ | ૪૨ | ૫૨ | ૧ | ૫૨ |
| ૩ | ૧ | ૩ | ૧૩ | ૧ | ૧૩ | ૨૩ | ૧ | ૨૩ | ૩૩ | ૧ | ૩૩ | ૪૩ | ૧ | ૪૩ | ૫૩ | ૧ | ૫૩ |
| ૪ | ૧ | ૪ | ૧૪ | ૧ | ૧૪ | ૨૪ | ૧ | ૨૪ | ૩૪ | ૧ | ૩૪ | ૪૪ | ૧ | ૪૪ | ૫૪ | ૧ | ૫૪ |
| ૫ | ૧ | ૫ | ૧૫ | ૧ | ૧૫ | ૨૫ | ૧ | ૨૫ | ૩૫ | ૧ | ૩૫ | ૪૫ | ૧ | ૪૫ | ૫૫ | ૧ | ૫૫ |
| ૬ | ૧ | ૬ | ૧૬ | ૧ | ૧૬ | ૨૬ | ૧ | ૨૬ | ૩૬ | ૧ | ૩૬ | ૪૬ | ૧ | ૪૬ | ૫૬ | ૧ | ૫૬ |
| ૭ | ૧ | ૭ | ૧૭ | ૧ | ૧૭ | ૨૭ | ૧ | ૨૭ | ૩૭ | ૧ | ૩૭ | ૪૭ | ૧ | ૪૭ | ૫૭ | ૧ | ૫૭ |
| ૮ | ૧ | ૮ | ૧૮ | ૧ | ૧૮ | ૨૮ | ૧ | ૨૮ | ૩૮ | ૧ | ૩૮ | ૪૮ | ૧ | ૪૮ | ૫૮ | ૧ | ૫૮ |
| ૯ | ૧ | ૯ | ૧૯ | ૧ | ૧૯ | ૨૯ | ૧ | ૨૯ | ૩૯ | ૧ | ૩૯ | ૪૯ | ૧ | ૪૯ | ૫૯ | ૧ | ૫૯ |
| ૧૦ | ૧ | ૧૦ | ૨૦ | ૧ | ૨૦ | ૩૦ | ૧ | ૩૦ | ૪૦ | ૧ | ૪૦ | ૫૦ | ૧ | ૫૦ | ૬૦ | ૧ | ૬૦ |

એકેકાં એક, બનેકાં બેય,
ત્રણેકાં ત્રણ, ચાર એકાં ચાર.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬૧ | ૧ | ૬૧ | ૭૧ | ૧ | ૭૧ | ૮૧ | ૧ | ૮૧ | ૯૧ | ૧ | ૯૧ | ૧૦૦ | ૧ | ૧૦૦ |
| ૬૨ | ૧ | ૬૨ | ૭૨ | ૧ | ૭૨ | ૮૨ | ૧ | ૮૨ | ૯૨ | ૧ | ૯૨ | ૨૦૦ | ૧ | ૨૦૦ |
| ૬૩ | ૧ | ૬૩ | ૭૩ | ૧ | ૭૩ | ૮૩ | ૧ | ૮૩ | ૯૩ | ૧ | ૯૩ | ૩૦૦ | ૧ | ૩૦૦ |
| ૬૪ | ૧ | ૬૪ | ૭૪ | ૧ | ૭૪ | ૮૪ | ૧ | ૮૪ | ૯૪ | ૧ | ૯૪ | ૪૦૦ | ૧ | ૪૦૦ |
| ૬૫ | ૧ | ૬૫ | ૭૫ | ૧ | ૭૫ | ૮૫ | ૧ | ૮૫ | ૯૫ | ૧ | ૯૫ | ૫૦૦ | ૧ | ૫૦૦ |
| ૬૬ | ૧ | ૬૬ | ૭૬ | ૧ | ૭૬ | ૮૬ | ૧ | ૮૬ | ૯૬ | ૧ | ૯૬ | ૬૦૦ | ૧ | ૬૦૦ |
| ૬૭ | ૧ | ૬૭ | ૭૭ | ૧ | ૭૭ | ૮૭ | ૧ | ૮૭ | ૯૭ | ૧ | ૯૭ | ૭૦૦ | ૧ | ૭૦૦ |
| ૬૮ | ૧ | ૬૮ | ૭૮ | ૧ | ૭૮ | ૮૮ | ૧ | ૮૮ | ૯૮ | ૧ | ૯૮ | ૮૦૦ | ૧ | ૮૦૦ |
| ૬૯ | ૧ | ૬૯ | ૭૯ | ૧ | ૭૯ | ૮૯ | ૧ | ૮૯ | ૯૯ | ૧ | ૯૯ | ૯૦૦ | ૧ | ૯૦૦ |
| ૭૦ | ૧ | ૭૦ | ૮૦ | ૧ | ૮૦ | ૯૦ | ૧ | ૯૦ | ૧૦૦ | ૧ | ૧૦૦ | ૧૦૦૦ | ૧ | ૧૦૦૦ |

દુઆ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૨ ૨ | ૧૧ ૨ ૨૨ | ૨૧ ૨ ૪૨ | ૩૧ ૨ ૬૨ | ૪૧ ૨ ૮૨ | ૫૧ ૨ ૧૦૨ |
| ૨ ૨ ૪ | ૧૨ ૨ ૨૪ | ૨૨ ૨ ૪૪ | ૩૨ ૨ ૬૪ | ૪૨ ૨ ૮૪ | ૫૨ ૨ ૧૦૪ |
| ૩ ૨ ૬ | ૧૩ ૨ ૨૬ | ૨૩ ૨ ૪૬ | ૩૩ ૨ ૬૬ | ૪૩ ૨ ૮૬ | ૫૩ ૨ ૧૦૬ |
| ૪ ૨ ૮ | ૧૪ ૨ ૨૮ | ૨૪ ૨ ૪૮ | ૩૪ ૨ ૬૮ | ૪૪ ૨ ૮૮ | ૫૪ ૨ ૧૦૮ |
| ૫ ૨ ૧૦ | ૧૫ ૨ ૩૦ | ૨૫ ૨ ૫૦ | ૩૫ ૨ ૭૦ | ૪૫ ૨ ૯૦ | ૫૫ ૨ ૧૧૦ |
| ૬ ૨ ૧૨ | ૧૬ ૨ ૩૨ | ૨૬ ૨ ૫૨ | ૩૬ ૨ ૭૨ | ૪૬ ૨ ૯૨ | ૫૬ ૨ ૧૧૨ |
| ૭ ૨ ૧૪ | ૧૭ ૨ ૩૪ | ૨૭ ૨ ૫૪ | ૩૭ ૨ ૭૪ | ૪૭ ૨ ૯૪ | ૫૭ ૨ ૧૧૪ |
| ૮ ૨ ૧૬ | ૧૮ ૨ ૩૬ | ૨૮ ૨ ૫૬ | ૩૮ ૨ ૭૬ | ૪૮ ૨ ૯૬ | ૫૮ ૨ ૧૧૬ |
| ૯ ૨ ૧૮ | ૧૯ ૨ ૩૮ | ૨૯ ૨ ૫૮ | ૩૯ ૨ ૭૮ | ૪૯ ૨ ૯૮ | ૫૯ ૨ ૧૧૮ |
| ૧૦ ૨ ૨૦ | ૨૦ ૨ ૪૦ | ૩૦ ૨ ૬૦ | ૪૦ ૨ ૮૦ | ૫૦ ૨ ૧૦૦ | ૬૦ ૨ ૧૨૦ |

એક દુ દુઆ, બે દુ ચાર,

ત્રણ દુ છય, ચાર દુ આઠ.

| | | | | |
|---|---|---|---|---|
| ૬૧ ૨ ૧૨૨ | ૭૧ ૨ ૧૪૨ | ૮૧ ૨ ૧૬૨ | ૯૧ ૨ ૧૮૨ | ૧૦૦ ૨ ૨૦૦ |
| ૬૨ ૨ ૧૨૪ | ૭૨ ૨ ૧૪૪ | ૮૨ ૨ ૧૬૪ | ૯૨ ૨ ૧૮૪ | ૨૦૦ ૨ ૪૦૦ |
| ૬૩ ૨ ૧૨૬ | ૭૩ ૨ ૧૪૬ | ૮૩ ૨ ૧૬૬ | ૯૩ ૨ ૧૮૬ | ૩૦૦ ૨ ૬૦૦ |
| ૬૪ ૨ ૧૨૮ | ૭૪ ૨ ૧૪૮ | ૮૪ ૨ ૧૬૮ | ૯૪ ૨ ૧૮૮ | ૪૦૦ ૨ ૮૦૦ |
| ૬૫ ૨ ૧૩૦ | ૭૫ ૨ ૧૫૦ | ૮૫ ૨ ૧૭૦ | ૯૫ ૨ ૧૯૦ | ૫૦૦ ૨ ૧૦૦૦ |
| ૬૬ ૨ ૧૩૨ | ૭૬ ૨ ૧૫૨ | ૮૬ ૨ ૧૭૨ | ૯૬ ૨ ૧૯૨ | ૬૦૦ ૨ ૧૨૦૦ |
| ૬૭ ૨ ૧૩૪ | ૭૭ ૨ ૧૫૪ | ૮૭ ૨ ૧૭૪ | ૯૭ ૨ ૧૯૪ | ૭૦૦ ૨ ૧૪૦૦ |
| ૬૮ ૨ ૧૩૬ | ૭૮ ૨ ૧૫૬ | ૮૮ ૨ ૧૭૬ | ૯૮ ૨ ૧૯૬ | ૮૦૦ ૨ ૧૬૦૦ |
| ૬૯ ૨ ૧૩૮ | ૭૯ ૨ ૧૫૮ | ૮૯ ૨ ૧૭૮ | ૯૯ ૨ ૧૯૮ | ૯૦૦ ૨ ૧૮૦૦ |
| ૭૦ ૨ ૧૪૦ | ૮૦ ૨ ૧૬૦ | ૯૦ ૨ ૧૮૦ | ૧૦૦ ૨ ૨૦૦ | ૧૦૦૦ ૨ ૨૦૦૦ |

## તારી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૩ ૩ | ૧૧ ૩ ૩૩ | ૨૧ ૩ ૬૩ | ૩૧ ૩ ૯૩ | ૪૧ ૩ ૧૨૩ | ૫૧ ૩ ૧૫૩ |
| ૨ ૩ ૬ | ૧૨ ૩ ૩૬ | ૨૨ ૩ ૬૬ | ૩૨ ૩ ૯૬ | ૪૨ ૩ ૧૨૬ | ૫૨ ૩ ૧૫૬ |
| ૩ ૩ ૯ | ૧૩ ૩ ૩૯ | ૨૩ ૩ ૬૯ | ૩૩ ૩ ૯૯ | ૪૩ ૩ ૧૨૯ | ૫૩ ૩ ૧૫૯ |
| ૪ ૩ ૧૩ | ૧૪ ૩ ૪૨ | ૨૪ ૩ ૭૨ | ૩૪ ૩ ૧૦૨ | ૪૪ ૩ ૧૩૨ | ૫૪ ૩ ૧૬૨ |
| ૫ ૩ ૧૫ | ૧૫ ૩ ૪૫ | ૨૫ ૩ ૭૫ | ૩૫ ૩ ૧૦૫ | ૪૫ ૩ ૧૩૫ | ૫૫ ૩ ૧૬૫ |
| ૬ ૩ ૧૮ | ૧૬ ૩ ૪૮ | ૨૬ ૩ ૭૮ | ૩૬ ૩ ૧૦૮ | ૪૬ ૩ ૧૩૮ | ૫૬ ૩ ૧૬૮ |
| ૭ ૩ ૨૧ | ૧૭ ૩ ૫૧ | ૨૭ ૩ ૮૧ | ૩૭ ૩ ૧૧૧ | ૪૭ ૩ ૧૪૧ | ૫૭ ૩ ૧૭૧ |
| ૮ ૩ ૨૪ | ૧૮ ૩ ૫૪ | ૨૮ ૩ ૮૪ | ૩૮ ૩ ૧૧૪ | ૪૮ ૩ ૧૪૪ | ૫૮ ૩ ૧૭૪ |
| ૯ ૩ ૨૭ | ૧૯ ૩ ૫૭ | ૨૯ ૩ ૮૭ | ૩૯ ૩ ૧૧૭ | ૪૯ ૩ ૧૪૭ | ૫૯ ૩ ૧૭૭ |
| ૧૦ ૩ ૩૦ | ૨૦ ૩ ૬૦ | ૩૦ ૩ ૯૦ | ૪૦ ૩ ૧૨૦ | ૫૦ ૩ ૧૫૦ | ૬૦ ૩ ૧૮૦ |

એકતારી ત્રણ્ય, બેતારી છ્ય,
ત્રણતારી નવ, ચારતારી બાર.

| | | | | |
|---|---|---|---|---|
| ૬૧ ૩ ૧૮૩ | ૭૧ ૩ ૨૧૩ | ૮૧ ૩ ૨૪૩ | ૯૧ ૩ ૨૭૩ | ૧૦૦ ૩ ૩૦૦ |
| ૬૨ ૩ ૧૮૬ | ૭૨ ૩ ૨૧૬ | ૮૨ ૩ ૨૪૬ | ૯૨ ૩ ૨૭૬ | ૨૦૦ ૩ ૬૦૦ |
| ૬૩ ૩ ૧૮૯ | ૭૩ ૩ ૨૧૯ | ૮૩ ૩ ૨૪૯ | ૯૩ ૩ ૨૭૯ | ૩૦૦ ૩ ૯૦૦ |
| ૬૪ ૩ ૧૯૨ | ૭૪ ૩ ૨૨૨ | ૮૪ ૩ ૨૫૨ | ૯૪ ૩ ૨૮૨ | ૪૦૦ ૩ ૧૨૦૦ |
| ૬૫ ૩ ૧૯૫ | ૭૫ ૩ ૨૨૫ | ૮૫ ૩ ૨૫૫ | ૯૫ ૩ ૨૮૫ | ૫૦૦ ૩ ૧૫૦૦ |
| ૬૬ ૩ ૧૯૮ | ૭૬ ૩ ૨૨૮ | ૮૬ ૩ ૨૫૮ | ૯૬ ૩ ૨૮૮ | ૬૦૦ ૩ ૧૮૦૦ |
| ૬૭ ૩ ૨૦૧ | ૭૭ ૩ ૨૩૧ | ૮૭ ૩ ૨૬૧ | ૯૭ ૩ ૨૯૧ | ૭૦૦ ૩ ૨૧૦૦ |
| ૬૮ ૩ ૨૦૪ | ૭૮ ૩ ૨૩૪ | ૮૮ ૩ ૨૬૪ | ૯૮ ૩ ૨૯૪ | ૮૦૦ ૩ ૨૪૦૦ |
| ૬૯ ૩ ૨૦૭ | ૭૯ ૩ ૨૩૭ | ૮૯ ૩ ૨૬૭ | ૯૯ ૩ ૨૯૭ | ૯૦૦ ૩ ૨૭૦૦ |
| ૭૦ ૩ ૨૧૦ | ૮૦ ૩ ૨૪૦ | ૯૦ ૩ ૨૭૦ | ૧૦૦ ૩ ૩૦૦ | ૧,૦૦૦ ૩ ૩૦૦૦ |

## ચોકા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૪ ૪ | ૧૧ ૪ ૪૪ | ૨૧ ૪ ૮૪ | ૩૧ ૪ ૧૨૪ | ૪૧ ૪ ૧૬૪ | ૫૧ ૪ ૨૦૪ |
| ૨ ૪ ૮ | ૧૨ ૪ ૪૮ | ૨૨ ૪ ૮૮ | ૩૨ ૪ ૧૨૮ | ૪૨ ૪ ૧૬૮ | ૫૨ ૪ ૨૦૮ |
| ૩ ૪ ૧૨ | ૧૩ ૪ ૫૨ | ૨૩ ૪ ૯૨ | ૩૩ ૪ ૧૩૨ | ૪૩ ૪ ૧૭૨ | ૫૩ ૪ ૨૧૨ |
| ૪ ૪ ૧૬ | ૧૪ ૪ ૫૬ | ૨૪ ૪ ૯૬ | ૩૪ ૪ ૧૩૬ | ૪૪ ૪ ૧૭૬ | ૫૪ ૪ ૨૧૬ |
| ૫ ૪ ૨૦ | ૧૫ ૪ ૬૦ | ૨૫ ૪ ૧૦૦ | ૩૫ ૪ ૧૪૦ | ૪૫ ૪ ૧૮૦ | ૫૫ ૪ ૨૨૦ |
| ૬ ૪ ૨૪ | ૧૬ ૪ ૬૪ | ૨૬ ૪ ૧૦૪ | ૩૬ ૪ ૧૪૪ | ૪૬ ૪ ૧૮૪ | ૫૬ ૪ ૨૨૪ |
| ૭ ૪ ૨૮ | ૧૭ ૪ ૬૮ | ૨૭ ૪ ૧૦૮ | ૩૭ ૪ ૧૪૮ | ૪૭ ૪ ૧૮૮ | ૫૭ ૪ ૨૨૮ |
| ૮ ૪ ૩૨ | ૧૮ ૪ ૭૨ | ૨૮ ૪ ૧૧૨ | ૩૮ ૪ ૧૫૨ | ૪૮ ૪ ૧૯૨ | ૫૮ ૪ ૨૩૨ |
| ૯ ૪ ૩૬ | ૧૯ ૪ ૭૬ | ૨૯ ૪ ૧૧૬ | ૩૯ ૪ ૧૫૬ | ૪૯ ૪ ૧૯૬ | ૫૯ ૪ ૨૩૬ |
| ૧૦ ૪ ૪૦ | ૨૦ ૪ ૮૦ | ૩૦ ૪ ૧૨૦ | ૪૦ ૪ ૧૬૦ | ૫૦ ૪ ૨૦૦ | ૬૦ ૪ ૨૪૦ |

એક ચોક ચારઅ, બે ચોક આઠઅ,
ત્રણ ચોક બારઅ, ચાર ચોક શોલઅ.

| | | | | |
|---|---|---|---|---|
| ૬૧ ૪ ૨૪૪ | ૭૧ ૪ ૨૮૪ | ૮૧ ૪ ૩૨૪ | ૯૧ ૪ ૩૬૪ | ૧૦૦ ૪ ૪૦૦ |
| ૬૨ ૪ ૨૪૮ | ૭૨ ૪ ૨૮૮ | ૮૨ ૪ ૩૨૮ | ૯૨ ૪ ૩૬૮ | ૨૦૦ ૪ ૮૦૦ |
| ૬૩ ૪ ૨૫૨ | ૭૩ ૪ ૨૯૨ | ૮૩ ૪ ૩૩૨ | ૯૩ ૪ ૩૭૨ | ૩૦૦ ૪ ૧૨૦૦ |
| ૬૪ ૪ ૨૫૬ | ૭૪ ૪ ૨૯૬ | ૮૪ ૪ ૩૩૬ | ૯૪ ૪ ૩૭૬ | ૪૦૦ ૪ ૧૬૦૦ |
| ૬૫ ૪ ૨૬૦ | ૭૫ ૪ ૩૦૦ | ૮૫ ૪ ૩૪૦ | ૯૫ ૪ ૩૮૦ | ૫૦૦ ૪ ૨૦૦૦ |
| ૬૬ ૪ ૨૬૪ | ૭૬ ૪ ૩૦૪ | ૮૬ ૪ ૩૪૪ | ૯૬ ૪ ૩૮૪ | ૬૦૦ ૪ ૨૪૦૦ |
| ૬૭ ૪ ૨૬૮ | ૭૭ ૪ ૩૦૮ | ૮૭ ૪ ૩૪૮ | ૯૭ ૪ ૩૮૮ | ૭૦૦ ૪ ૨૮૦૦ |
| ૬૮ ૪ ૨૭૨ | ૭૮ ૪ ૩૧૨ | ૮૮ ૪ ૩૫૨ | ૯૮ ૪ ૩૯૨ | ૮૦૦ ૪ ૩૨૦૦ |
| ૬૯ ૪ ૨૭૬ | ૭૯ ૪ ૩૧૬ | ૮૯ ૪ ૩૫૬ | ૯૯ ૪ ૩૯૬ | ૯૦૦ ૪ ૩૬૦૦ |
| ૭૦ ૪ ૨૮૦ | ૮૦ ૪ ૩૨૦ | ૯૦ ૪ ૩૬૦ | ૧૦૦ ૪ ૪૦૦ | ૧૦૦૦ ૪ ૪૦૦૦ |

## પાંચાં.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૫ ૫ | ૧૧ ૫ ૫૫ | ૨૧ ૫ ૧૦૫ | ૩૧ ૫ ૧૫૫ | ૪૧ ૫ ૨૦૫ | ૫૧ ૫ ૨૫૫ |
| ૨ ૫ ૧૦ | ૧૨ ૫ ૬૦ | ૨૨ ૫ ૧૧૦ | ૩૨ ૫ ૧૬૦ | ૪૨ ૫ ૨૧૦ | ૫૨ ૫ ૨૬૦ |
| ૩ ૫ ૧૫ | ૧૩ ૫ ૬૫ | ૨૩ ૫ ૧૧૫ | ૩૩ ૫ ૧૬૫ | ૪૩ ૫ ૨૧૫ | ૫૩ ૫ ૨૬૫ |
| ૪ ૫ ૨૦ | ૧૪ ૫ ૭૦ | ૨૪ ૫ ૧૨૦ | ૩૪ ૫ ૧૭૦ | ૪૪ ૫ ૨૨૦ | ૫૪ ૫ ૨૭૦ |
| ૫ ૫ ૨૫ | ૧૫ ૫ ૭૫ | ૨૫ ૫ ૧૨૫ | ૩૫ ૫ ૧૭૫ | ૪૫ ૫ ૨૨૫ | ૫૫ ૫ ૨૭૫ |
| ૬ ૫ ૩૦ | ૧૬ ૫ ૮૦ | ૨૬ ૫ ૧૩૦ | ૩૬ ૫ ૧૮૦ | ૪૬ ૫ ૨૩૦ | ૫૬ ૫ ૨૮૦ |
| ૭ ૫ ૩૫ | ૧૭ ૫ ૮૫ | ૨૭ ૫ ૧૩૫ | ૩૭ ૫ ૧૮૫ | ૪૭ ૫ ૨૩૫ | ૫૭ ૫ ૨૮૫ |
| ૮ ૫ ૪૦ | ૧૮ ૫ ૯૦ | ૨૮ ૫ ૧૪૦ | ૩૮ ૫ ૧૯૦ | ૪૮ ૫ ૨૪૦ | ૫૮ ૫ ૨૯૦ |
| ૯ ૫ ૪૫ | ૧૯ ૫ ૯૫ | ૨૯ ૫ ૧૪૫ | ૩૯ ૫ ૧૯૫ | ૪૯ ૫ ૨૪૫ | ૫૯ ૫ ૨૯૫ |
| ૧૦ ૫ ૫૦ | ૨૦ ૫ ૧૦૦ | ૩૦ ૫ ૧૫૦ | ૪૦ ૫ ૨૦૦ | ૫૦ ૫ ૨૫૦ | ૬૦ ૫ ૩૦૦ |

એકે પાંચું પાંચ, બે પચામ દશ,
ત્રણ પચાં પંદરઅ, ચાર પંચા વીશ.

| | | | | |
|---|---|---|---|---|
| ૬૧ ૫ ૩૦૫ | ૭૧ ૫ ૩૫૫ | ૮૧ ૫ ૪૦૫ | ૯૧ ૫ ૪૫૫ | ૧૦૦ ૫ ૫૦૦ |
| ૬૨ ૫ ૩૧૦ | ૭૨ ૫ ૩૬૦ | ૮૨ ૫ ૪૧૦ | ૯૨ ૫ ૪૬૦ | ૨૦૦ ૫ ૧૦૦૦ |
| ૬૩ ૫ ૩૧૫ | ૭૩ ૫ ૩૬૫ | ૮૩ ૫ ૪૧૫ | ૯૩ ૫ ૪૬૫ | ૩૦૦ ૫ ૧૫૦૦ |
| ૬૪ ૫ ૩૨૦ | ૭૪ ૫ ૩૭૦ | ૮૪ ૫ ૪૨૦ | ૯૪ ૫ ૪૭૦ | ૪૦૦ ૫ ૨૦૦૦ |
| ૬૫ ૫ ૩૨૫ | ૭૫ ૫ ૩૭૫ | ૮૫ ૫ ૪૨૫ | ૯૫ ૫ ૪૭૫ | ૫૦૦ ૫ ૨૫૦૦ |
| ૬૬ ૫ ૩૩૦ | ૭૬ ૫ ૩૮૦ | ૮૬ ૫ ૪૩૦ | ૯૬ ૫ ૪૮૦ | ૬૦૦ ૫ ૩૦૦૦ |
| ૬૭ ૫ ૩૩૫ | ૭૭ ૫ ૩૮૫ | ૮૭ ૫ ૪૩૫ | ૯૭ ૫ ૪૮૫ | ૭૦૦ ૫ ૩૫૦૦ |
| ૬૮ ૫ ૩૪૦ | ૭૮ ૫ ૩૯૦ | ૮૮ ૫ ૪૪૦ | ૯૮ ૫ ૪૯૦ | ૮૦૦ ૫ ૪૦૦૦ |
| ૬૯ ૫ ૩૪૫ | ૭૯ ૫ ૩૯૫ | ૮૯ ૫ ૪૪૫ | ૯૯ ૫ ૪૯૫ | ૯૦૦ ૫ ૪૫૦૦ |
| ૭૦ ૫ ૩૫૦ | ૮૦ ૫ ૪૦૦ | ૯૦ ૫ ૪૫૦ | ૧૦૦ ૫ ૫૦૦ | ૧૦૦૦ ૫ ૫૦૦૦ |

## છઆ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૬ ૬ | ૧૧ ૬ ૬૬ | ૨૧ ૬ ૧૨૬ | ૩૧ ૬ ૧૮૬ | ૪૧ ૬ ૨૪૬ | ૫૧ ૬ ૩૦૬ |
| ૨ ૬ ૧૨ | ૧૨ ૬ ૭૨ | ૨૨ ૬ ૧૩૨ | ૩૨ ૬ ૧૯૨ | ૪૨ ૬ ૨૫૨ | ૫૨ ૬ ૩૧૨ |
| ૩ ૬ ૧૮ | ૧૩ ૬ ૭૮ | ૨૩ ૬ ૧૩૮ | ૩૩ ૬ ૧૯૮ | ૪૩ ૬ ૨૫૮ | ૫૩ ૬ ૩૧૮ |
| ૪ ૬ ૨૪ | ૧૪ ૬ ૮૪ | ૨૪ ૬ ૧૪૪ | ૩૪ ૬ ૨૦૪ | ૪૪ ૬ ૨૬૪ | ૫૪ ૬ ૩૨૪ |
| ૫ ૬ ૩૦ | ૧૫ ૬ ૯૦ | ૨૫ ૬ ૧૫૦ | ૩૫ ૬ ૨૧૦ | ૪૫ ૬ ૨૭૦ | ૫૫ ૬ ૩૩૦ |
| ૬ ૬ ૩૬ | ૧૬ ૬ ૯૬ | ૨૬ ૬ ૧૫૬ | ૩૬ ૬ ૨૧૬ | ૪૬ ૬ ૨૭૬ | ૫૬ ૬ ૩૩૬ |
| ૭ ૬ ૪૨ | ૧૭ ૬ ૧૦૨ | ૨૭ ૬ ૧૬૨ | ૩૭ ૬ ૨૨૨ | ૪૭ ૬ ૨૮૨ | ૫૭ ૬ ૩૪૨ |
| ૮ ૬ ૪૮ | ૧૮ ૬ ૧૦૮ | ૨૮ ૬ ૧૬૮ | ૩૮ ૬ ૨૨૮ | ૪૮ ૬ ૨૮૮ | ૫૮ ૬ ૩૪૮ |
| ૯ ૬ ૫૪ | ૧૯ ૬ ૧૧૪ | ૨૯ ૬ ૧૭૪ | ૩૯ ૬ ૨૩૪ | ૪૯ ૬ ૨૯૪ | ૫૯ ૬ ૩૫૪ |
| ૧૦ ૬ ૬૦ | ૨૦ ૬ ૧૨૦ | ૩૦ ૬ ૧૮૦ | ૪૦ ૬ ૨૪૦ | ૫૦ ૬ ૩૦૦ | ૬૦ ૬ ૩૬૦ |

એક છંગ છઆ, બે છંગ બારઆ,
ત્રણ છંગ અરાડ, ચાર છંગ ચોવી.

| | | | | |
|---|---|---|---|---|
| ૬૧ ૬ ૩૬૬ | ૭૧ ૬ ૪૨૬ | ૮૧ ૬ ૪૮૬ | ૯૧ ૬ ૫૪૬ | ૧૦૦ ૬ ૬૦૦ |
| ૬૨ ૬ ૩૭૨ | ૭૨ ૬ ૪૩૨ | ૮૨ ૬ ૪૯૨ | ૯૨ ૬ ૫૫૨ | ૨૦૦ ૬ ૧૨૦૦ |
| ૬૩ ૬ ૩૭૮ | ૭૩ ૬ ૪૩૮ | ૮૩ ૬ ૪૯૮ | ૯૩ ૬ ૫૫૮ | ૩૦૦ ૬ ૧૮૦૦ |
| ૬૪ ૬ ૩૮૪ | ૭૪ ૬ ૪૪૪ | ૮૪ ૬ ૫૦૪ | ૯૪ ૬ ૫૬૪ | ૪૦૦ ૬ ૨૪૦૦ |
| ૬૫ ૬ ૩૯૦ | ૭૫ ૬ ૪૫૦ | ૮૫ ૬ ૫૧૦ | ૯૫ ૬ ૫૭૦ | ૫૦૦ ૬ ૩૦૦૦ |
| ૬૬ ૬ ૩૯૬ | ૭૬ ૬ ૪૫૬ | ૮૬ ૬ ૫૧૬ | ૯૬ ૬ ૫૭૬ | ૬૦૦ ૬ ૩૬૦૦ |
| ૬૭ ૬ ૪૦૨ | ૭૭ ૬ ૪૬૨ | ૮૭ ૬ ૫૨૨ | ૯૭ ૬ ૫૮૨ | ૭૦૦ ૬ ૪૨૦૦ |
| ૬૮ ૬ ૪૦૮ | ૭૮ ૬ ૪૬૮ | ૮૮ ૬ ૫૨૮ | ૯૮ ૬ ૫૮૮ | ૮૦૦ ૬ ૪૮૦૦ |
| ૬૯ ૬ ૪૧૪ | ૭૯ ૬ ૪૭૪ | ૮૯ ૬ ૫૩૪ | ૯૯ ૬ ૫૯૪ | ૯૦૦ ૬ ૫૪૦૦ |
| ૭૦ ૬ ૪૨૦ | ૮૦ ૬ ૪૮૦ | ૯૦ ૬ ૫૪૦ | ૧૦૦ ૬ ૬૦૦ | ૧૦૦૦ ૬ ૬૦૦૦ |

